REGISTERED NO. B, 43.

અંક ૩ જો. પુસ્તક ૪૯ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ચાલુ વર્ષથી કદમાં વધારો (ફ. ૪ ને બદલે ૫).

માર્ચ, ૧૯૧૦.

## અનુક્રમણિકા.



તન્ત્રી (ઑગસ્ટ, ૧૯૦૨ થી)—
રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ.

(કેળવણીખાતાના હુકમથી).

અમદાવાદ.
"યુનાઈટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૪૯ મું. માર્ચ. ૧૯૧૦. અંક ૩ જો.

## સાંપ્રત સમયના ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય વિષે કેટલાક પ્રથમ દર્શનેજ થતા વિચારો.

( ચાલુ પૃ. ૫૧ થી. )

હાલની ગુજરાતી ભાષાના અનેક સ્વરૂપ દેખાય છે. પારસી લેખકો મરાઠીમાં આવે તેમ લખ્યા જાય છે, કાલક્રમે તેમની ભાષામાં સુધારો થતો જાય છે છતાં હજી બહુજ થોડા એવા પારસી લેખક અન્ય જોવામાં આવે છે કે તેની ભાષા પરથી લખનાર પારસી છે એમ જણાયા વિના રહે. સંસ્કૃત જાણનારા ગુજરાતી લેખકો અપરિચિત સંસ્કૃત શબ્દથી ભરપૂર ભાષા વાપરે છે. કવિ નર્મદ, નવલરામ, ને નંદશંકર, વગેરે આગળના શિષ્ટ લેખકોએ સંસ્કૃત શબ્દોનો પુષ્કળ પ્રયોગ કર્યો છે. પરંતુ તે શબ્દોમાંનો ભાગ્યેજ કોઈ, સંસ્કૃત ન ભણેલા એવા પણ સરકારી વાચકને અપરિચિત લાગે એવો છે. હાલના લેખકો અપરિચિત શબ્દો વાપરવામાં પાંડિત્યની વૃત્તિ સંતુષ્ટ કરતા જણાય છે. અંગ્રેજી શૈલીના મિશ્રણથી પણ ભાષા દૂષિત થાય છે. આવા ઉદાહરણો ઘણાં પુસ્તકો ને માસિકોમાંથી મળી આવે એમ છે. અત્ર દિગ્દર્શનજ કરું છું —

'કોઈ કોઈ ઘરમાં એક અથવા વધારે બાયડીઓ બેસીને ઘરમાના લાંબી સુરત પર મુએલા માણસને વાસ્તે અમથો રાગડો કાઢી જુઠું રડવા લાગી. તેઓની આંખ તેઓના મોંને જવાબ દેતી નહતી.' ( પારસી શૈલીનું અનુકરણ )

'તે માટે હેમનો એક સ્વૈચ્છિક નિયમ બનાવવાની જરૂર જણાય છે.' ( અંગ્રેજી શૈલીનું અનુકરણ )

'તો એ સાધન વિનાજ મૂળ શબ્દમાં ભાષાના નિયમોને આધારે ઘટિત ફેરફાર કરીને રસિકતાને બાધ ન આવતા એ કલ્પનાની સિદ્ધિ થાય તો વિશેષ સારસ્યજ છે' ('કરીને' એ શબ્દને લીને રચના ક્લિષ્ટ થાય છે; 'કરવાથી' કે 'ફેરફારથી' હોય તોજ ભાષા બરોબર થાય 'કરીને' એ રૂપથી કર્તાનો સબધ આગળ આવશે એવી આકાક્ષા રહે છે તે તૃપ્ત થતી નથી).

'પરદેશીય વસ્ત્રાદિથી બહિરૂ ગલિત પાદ, કરિ, ગ્રીવ, ગળુ, મસ્તક થયેલુ એવા કેટલાક જનો આપણા જોવામા આવે છે, તેવું અનુકરણ કરનારા નહિ હતા'

સામાન્ય લેખોમાં સંસ્કૃત ન જાણનારા શિષ્ટ વાચકો સમજી શકે એવાજ સસ્કૃત શબ્દોનો પ્રયોગ થવો ઇષ્ટ છે. વિશેષ અપરિચિત શબ્દોના પ્રયોગથી તે લેખ ગુજરાતી વાચકોને નકામો કઠણ થઈ પડે છે. 'નાટકવિષયક લોકોત્સાહ' ને બદલે 'નાટક વિષે લોકોત્સાહ' કહેવાથી અર્થમા ફેર પડતો નથી ને બધા વાચકો સમજે એવું થાય છે 'સવિશેષ' ને બદલે 'વિશેષ' શબ્દ શો ખોટો છે? 'વિશેષ' એ ગુજરાતીમાં વિશેષણ તરીકેજ બહુધા વપરાય છે ને સસ્કૃતમા વિશેષણ છેજ, તો એને નામ ગણી એના પરથી 'સવિશેષ' વિશેષણ બનાવવું એ કેટલું ઊંધુ છે!' 'ન્યૂનતા' ને બદલે 'ઊનતા' શબ્દ પણ ગુજરાતી ભાષાના વાચકને તો અપરિચિતજ લાગે છે.

ભાષા વિષે કેટલાક વિચાર દર્શાવ્યા હવે સાહિત્ય વિષે થોડુક કહું છું.

કા૦ પો—'કવિ અને કાવ્ય' વિષે વિસ્તૃત લેખ 'શાળાપત્ર' ના એપ્રિલના અકમા× આપ્યો છે; તેમાં એ સબધી મારા વિચારો સપ્રમાણ દર્શાવ્યા છે શબ્દચમત્કૃતિ તેમજ અર્થચમત્કૃતિ બંને વિના કાવ્ય બનતું નથી શબ્દ, રચના, અને કલ્પના એ ત્રણે કાવ્યના અગભૂત છે ને એ ત્રણે ચમત્કારી હોવા જોઈએ. એક પણ દુષ્ટ પદ કે રચનાનો પ્રયોગ ન જોઈએ, કેમકે ગમે તેવું સુંદર શરીર પણ કોઢના એક ડાઘાથી કદ્રૂપુ થાય છે, માટે અલ્પ પણ દોષની ઉપેક્ષા ન કરવી

× ગયા વર્ષના એપ્રિલના અકમાં સમજવુ

આવું સુંદર કાવ્ય બનાવવા માટે પ્રતિભા, શિષ્ટ કવિની કૃતિનું ચિરપરિશીલન અને વ્યવહારજ્ઞાન આવશ્યક છે. જે કાવ્ય વિદ્વાનથી આરંભી સ્ત્રી અને બાલપર્યન્ત સમજી શકે, વિદ્વાન્ સહૃદય હોય તે પ્રતિપ્રસંગે નવીન ચમત્કાર ને ધ્વનિ અનુભવે, સ્ત્રી અને બાળકો પોતાની શક્તિ પ્રમાણે સમજે, પરતુ કોઇને પણ ક્લિષ્ટ ન લાગે એવું પ્રાસાદિક કાવ્યજ ઉત્તમ છે. હાલ ઘણાં કાવ્યો રચાય છે તેની આ દર્શાવેલી રીતે પરીક્ષા કરવી. આપણા પુરાણોએ પ્રતિપાદન કરેલાં જે લક્ષણ આપણામાં ચિરકાળથી રૂઢ થયાં હોય, તેનો તિરસ્કાર કરી પાશ્ચાત્ય પદ્ધતિ અનુસરવી, આરંભમાં નાયકનાયિકાનું જે સ્વરૂપ કલ્પ્યું હોય તે તજી દઈ અન્ય સ્વરૂપ કલ્પવું, એકજ સ્થળે કુમારિકા ને મુગ્ધા કે મુગ્ધા ને પ્રૌઢા નાયિકાનું વર્ણન સંકીર્ણ કરવું એ સહૃદયને તો ઉપહસનીયજ છે. પ્રસાદ, માધુર્ય, કે ઓજસ્ વિનાના જે જે રસને જે જે ગુણ યોગ્ય છે તેમ યથાયોગ્ય તે તે ગુણ વિનાનાં—છન્દોભગ, યતિભંગ, શ્રુતિકટુત્વ વગેરે દોષયુક્ત પદ્યો એ કાવ્ય નથી. જેની રચના ક્લિષ્ટ છે, જેનો અર્થ દુર્ગ્રાહ્ય છે, એ પદ્યો (બહુધા અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર, પણ અંગ્રેજીમાં જેવા સરસ છે તેવાં સરસ નહિ) કાવ્યસંજ્ઞાને યુક્ત નથી અને અમુક મંડળમાં ગમે તેટલાં પ્રિય થાઓ, પણ લોકપ્રિય થવાનો સંભવ મને તો લાગતો નથીજ.

જીવનચરિત્રો—જીવનચરિત્ર, નાટક, નવલકથા તથા સાહિત્યનાં અન્ય અંગો વિષે વિસ્તારથી અત્ર વિવેચન થઈ શકે એમ નથી. ઉત્તમ સ્ત્રીપુરુષનાં જીવનચરિત્રો વાચકને આદર્શરૂપ છે, સંપત્તિમાં અનુત્સેક, વિપત્તિમાં ધૈર્ય, સ્વાશ્રય, અંગીકાર કરેલાં કાર્યમાં ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ તેનો નિર્વાહ કરવો, પવિત્ર વિચાર, પવિત્ર કર્મ અને પવિત્ર વાણી એમ પરસ્પર સુસંગતિ જાળવવી—આ અને એવા અનેક લાભ ઉત્તમ જીવનચરિત્ર વાંચવાથી થાય છે. એવા જીવનચરિત્રોની ગુજરાતી ભાષામાં મોટી ખોટ છે. પ્રથમ તો જીવનચરિત્રો લખવાના સાધનો હોતાં નથી. આપણામાં નોંધપુસ્તક રાખવાનો પ્રચાર નથી. મિત્રો પણ એવા ચરિત્રો લખવાના ઉદ્દેશથી ઝીણી ઝીણી ખાનગી વર્તનને લગતી બાબતોનું અવલોકન કરી નોંધી રાખે એવો આપણામાં સંપ્રદાય નથી. આવી સ્થિતિમાં

ઉત્તમ જીવનચરિત્રો ક્યાથી લખાય ? જાહેર વર્તનથી મનુષ્યનો ખરો સ્વભાવ સમજાતો નથી, કેમકે જાહેર વર્તન તો બહુધા સારૂંજ હોય. પરંતુ કુટુંબ પ્રત્યે, ને સ્વજનમંડળ પ્રત્યે તેનું વર્તન જાણ્યા વગર તેના ગુણદોષની પરીક્ષા થઈ શકે નહિ વળી ચરિત્રલેખકનો હેતુ પોતાના નાયકની સ્તુતિ કરવાનોજ ન હોવો જોઈએ. તેણે વિવેચક થઈ ગુણની સ્તુતિ ને અવગુણની નિન્દા યથાયોગ્ય કરવી જોઈએ આવા જીવનચરિત્રો ગુજરાતી ભાષામા જણાતા નથી

નાટકો—સામાન્ય વિચાર કરતા હાલના નાટકોની નિન્દા કરીએ તો તે કંઈ ખોટુ નથી એથી ફાયદો થોડાને ને ગેરફાયદો ઘણાને થાય છે. દ્રવ્યની હાનિ, કાલક્ષેપ, મિથ્યા જાગરણ ને તેથી થતું શરીરને નુકસાન, મલિન ભાવના ને દુર્વૃત્તિની પ્રેરણા—આ બધા દુકાર્ય એનાં દુષ્ટ પરિણામો છે ઘણા નાટ્કકારોને પોતાની જવાબદારીનો ખ્યાલ નથી. તેઓ સ્વાર્થનીજ દૃષ્ટિ રાખે છે ઉત્તમ પડદા, તરુણ ને દેખાવડા પાત્રો, શૃંગારના ગાયનો, શૃંગારના હાવભાવના અભિનયની ચાતુરી, હાસ્ય ઉત્પન્ન કરે એવી દુષ્ટ ચેષ્ટા ને ભાષણો વગેરેથી પ્રેક્ષકોની નીચ વૃત્તિ સંતુષ્ટ કરવી એજ નાટકની કંપનિઓનો આશય જણાય છે. આ આશયનું તેમજ ઉપર જણાવેલી અનેક હાનિનું કંઈક ભાન થયે પ્રેક્ષકોનું મન એ વિષયથી સહજ વિરક્ત થતું જણાયું એટલે નાટકની કંપનિવાળાઓએ ભક્તિના નાટકો દાખલ કર્યા પરંતુ એમા પણ શૃંગાર, ફારસ, વગેરે દુર્વૃત્તિ ને નીચ ભાવનાઓ સંતોષનારા તત્ત્વો તો ખરાજ, તે ન હોય તો પ્રેક્ષકો રાજી થાયજ નહિ. આમા પ્રેક્ષકોનો પણ દોષ છે તેમની દુર્વાસનાને લીધે તેઓ સારો બોધ લેવાને બદલે નઠારોજ લે છે. પણ તેમને સુધારવા એ કંપનિનું કામ છે, માટે નાટકકારો ને નાટકની કંપનિઓ નીચેની બાબતો લક્ષમાં રાખે તો નાટકથી થતી હાનિઓ ઓછી થાય ને એનાં ઉચ્ચ ફળો પ્રાપ્ત થવાનો સુદિન પાસે આવતો જાય—

( ૧ ) આનન્દની સાથે કંઈ પણ સદુપદેશ ગ્રહણ કરીનેજ પ્રેક્ષકો પાછા જાય એવી નાટકની રચના તથા અભિનય હોવાં જોઈએ.

( ૨ ) સારો દાખલો ગ્રહણ કરતા વાર લાગે છે, પણ નઠારો પાચ

જલદી વળગે છે એ મનુષ્યમાત્રમા જોવામા આવે છે—આ પર લક્ષ રાખી ઉચ્ચ વૃત્તિઓ સતોષાય એવોજ પ્રયત્ન કરવો

( ૩ ) નાટકો સરકારી ને નીતિમાન્ લેખકો પાસે રચાવવાં.

( ૪ ) ઉઘાડો શૃગાર ને તેનો અભિનય અવશ્ય વર્જવા

( ૫ ) સહજ પણ નીચ વૃત્તિ સતોષાય તેવા અભિનય કે ગાયનો માટે પ્રેક્ષકવર્ગ 'વન્સ મોર'નો નાદ કરે તો તેને લેખવવોજ નહિ.

( ૬ ) ઉચ્ચ ઉપદેશ મળે એવા અભિનય ને ગાયનોની સભાપણુ આદિ યુક્તિપ્રયુક્તિથી એવી ઉત્તમ વ્યવસ્થા કરવી ને નાટકના વસ્તુમાજ તેની યોજના એવી સરસ લાવવી કે 'વન્સ મોર'ના નાદ વગર પણુ બે ત્રણુ વાર ભજવી ને ગાઈ શકાય.

( ૭ ) બને ત્યાસુધી સારા ચિત્રોજ પ્રેક્ષકસમીપ મૂકવા, નઠારા મૂકવાજ નહિ

( ૮ ) 'શ્રીકૃષ્ણુ', 'બ્રહ્મા', 'શકર', 'અમ્બિકા' જેવા દેવો ને દેવીના વેશ રગભૂમિ પર કદી પણુ ભજવવા નહિ દેવદેવીના વેશની જરૂરજ પડે તો તેમની ઝાખીજ કરાવી તેમણે કરેલી સહાયતાના દૃશ્યજ દર્શાવવા

નવલકથા—હવે નવલકથા વિષે સક્ષિપ્ત વિવેચન કરૂ છુ. નવલકથાના પુસ્તકો ઘણુા લોકપ્રિય થાય છે ને તેવા પુસ્તકો હાલમાં ઘણુાંજ રચાય છે ભાગ્યેજ કોઈ પણુ માસિક કે વર્તમાનપત્ર નવલકથા વિનાનું હોય છે નવલકથાકારનો આશય સૂક્ષ્મ અવલોકન કરી જુદા જુદાં ચિત્રો આલેખી સદુપદેશ આપી સમાજમા અનેક પ્રકારના સુધારા કરવાનો ને તેની નીતિ, રીતિ, વગેરેમાં જે કઈ ખામીભરેલુ હોય તે દૂર થાય ને તેની ઉન્નતિ થાય એવા લેખો લખવાનો હોવો જોઈએ. હાલ તો ઘણુી નવલકથાઓમાં આથી ઉલટુજ જેવામા આવે છે કેળવાયલા કુમાર ને કુમારિકાઓનો ચિતાર આપી, પાશ્ચાત્ય રીતિને અનુસારે તેમનો સમાગમ કરાવી તેમની વચ્ચે પ્રેમ ઉત્પન્ન કરાવવો ને માબાપ તેમનો સબધ કરવા આનાકાની કરે તો પુરુષને પરદેશ મોકલી દેવો ને સ્ત્રીને પ્રેમના તાપથી તપેલી વર્ણુવી માંદગીની શય્યામાં નાંખવી, પુરુષને દેશાટન કરતો કરતો પોતે વરેલી સ્ત્રીના ગામમા લાવી તેને મા બાપ વડીલજનોની લાજ કે મર્યાદા છોડી પુન સમાગમ કરાવો, ને એ રીતે માદગીનો અત લાવી તેમને

જોડવાં-આવા આવાં અનેક તરેહનાં ચિત્રો કલ્પવામાં આવે છે. કેવળ પાશ્ચાત્ય રીતિના અનુકરણથીજ સમાજમા સુધારો કદી થનાર નથી એ વાત ગ્રન્થકારોના લક્ષમા રહેતી જણાતી નથી. જે જે દુષ્ટ રિવાજો ને હાનિકર સમ્પ્રદાયો સમાજમાં દાખલ થયા હોય તેની નિંદા કરી ઉન્મૂલન કરવા પ્રયત્ન કરવો એ નવલકથાકારનો ધર્મ છે. પરતુ શું હાનિકર છે ને શુ નથી એનો ઊંડો વિચાર કરીનેજ એવો પ્રયત્ન કરવો. લજ્જા, મર્યાદા, પાતિવ્રત્ય, ગૃહતન્ત્ર ચલાવવાની ચાતુરી, ગૃહકાર્યમાં કુશળતા, ઇત્યાદિ સ્ત્રીઓના ભૂષણ છે, એ ગુણોના અભાવવાળી સ્ત્રીઓને સમાજની ઉન્નતિ કરનાર તરીકે વર્ણવવી એ હિંદુ ધર્મ અને હિંદુ સમાજના નિયમોનુ અજ્ઞાનજ છે

ગુજરાતી સાહિત્ય હજી ઘણુંજ દરિદ્ર છે. તેને અનેક રીતે સમૃદ્ધ કરવાની જરૂર છે હાલમા ભાષા કેળવવા તરફ ઘણાઓનું લક્ષ ખેંચાયું છે, પણ કવિ નર્મદે જેમ એ કામમા અતિપરિશ્રમ લીધો ને જીવન અર્પણ કર્યું તેના પરિશ્રમ ને તેવી સરસ્વતીસેવા વિના એ કામ બનવું મુશ્કેલ છે. હાલના સમયમા લેખોની, વર્તમાનપત્રોની, માસિકોની કે પુસ્તકોની ખોટ નથી; પણ સંગીન વિચારવાળાં પ્રૌઢ પુસ્તકોની ને લેખોની ખોટ છે કવિ નર્મદે કોશ જે સ્થિતિમા મૂક્યો છે તેજ સ્થિતિમાં હજી છે. ગુજરાતી વ્યાકરણનો શાસ્ત્રીય ગ્રન્થ નથી સાહિત્યનો ઇતિહાસ નથી, કાવ્યસાહિત્યના સંગ્રહો બહાર પડયા છે, પણ તેમા સંગ્રહ કરનારાઓએ જે રુચ્યા તે કાવ્યો આપ્યાં છે. શબ્દકોશોમા પણ સ્થળે સ્થળે દોષો નજરે પડે છે ને અઘરા શબ્દોના અર્થ જોવામા આવતા નથી. જુદા જુદા કવિઓના ગ્રન્થોની સશોધિત અને સટીક આવૃત્તિઓ પ્રસિદ્ધ થવાની જરૂર છે. જુદા જુદા પ્રાકૃતિક વિદ્યાના વિષયો પર સરળ ભાષામા સામાજિક આવૃત્તિઓ થવી જોઈએ; તેમજ પાશ્ચાત્ય અને પ્રાચીન સાહિત્યમાથી અનેક ઉપયોગી વિષયોનું વિવરણ કરનારા ગ્રન્થો પણ આવશ્યક છે. ઇતિહાસ, ભૂગોળ, પ્રાકૃતિક વિદ્યા, ભાષા, કાવ્યશાસ્ત્ર, વગેરેમાંના કોઈ પણ વિષય પર જોઈએ એવા પ્રૌઢ ગ્રંથો નથી પાશ્ચાત્ય ભાષામા અનેક વાચનમાળાઓ એકએકથી ચડતી હોય છે ત્યારે ગુજરાતીમાં સરકારી વાચ-

નમાળા સિવાય અન્ય છેજ નહિ. હજી ઘણા અંગ્રેજી ને સસ્કૃતના ઉત્તમ ગ્રંથોના ભાષાંતરો થવાનાં બાકી છે. આ પ્રમાણે સાહિત્યની અનેક રીતે સેવા થવાની જરૂર છે. હાલ તો ઘણું ઉપલકીઉં કામ, જેમા પરિશ્રમ બહુ પડે નહિ ને ખ્યાતિ સહજ મળે એવું કામ કરવા તરફ ઘણાનું ધ્યાન છે. ખ્યાતિનો માર્ગ સરળ કરવા માટે લેખકોએ પોતાનાં મંડળો બાંધ્યાં છે. પરસ્પર સહાયતાથી તેમને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરતા બાધ આવતો નથી. ગ્રંથાવલોકનો પણ એવીજ દષ્ટિથી થાય છે. ગુજરાતી ભાષામાં યોગ્ય ગ્રન્થાવલોકનો કરી ગ્રન્થકારોને રસ્તે ચડાવનાર, સૌમ્ય ને વિનીત ગ્રન્થકારને વિનયથી ઉપદેશ કરનાર અને ધૃષ્ટ ને પલ્લિતંગન્થની ધૃષ્ટતા ને પંડિતાઈ ઉઘાડી પાડી ઠેકાણે લાવનાર અવલોકનકારની ઘણી જરૂર છે. 'માસિકો' ને 'વર્તમાનપત્રો'માં જે અવલોકનો આવે છે તે જુદે જુદે હાથે, બહુધા મિત્રોને હાથે, લખાયલાં આવે છે. આવા લેખોને માટે, આ રીતે, કોઈ જવાબદાર જણાતું નથી શિષ્ટ લેખકના પણ અવલોકનો કચ્ચિતજ પક્ષપાતથી રહિત હોય છે. જો તે લખાણ 'તટસ્થ' પુરુષનુ હોય છે, ને તેમના મંડળમાંના કોઈનું હોતું નથી તો, જનમંડળને પ્રિય લાગે છે તોપણ એવા લેખકોને તે પ્રિય લાગતુ નથી. જ્યા આવી દષ્ટિથી કામ થાય છે ત્યાં સાહિત્યની સેવા માટે ભારે કુતૂહલ મચી રહ્યુ છે તે સર્વત્ર લાલસા દર્શાવાય છે તોપણ ઉચ્ચ આશા ક્યાંથી રહે ? વળી અવલોકનકારો સમગ્ર ગ્રન્થ સૂક્ષ્મ દષ્ટિથી વાચવાનો પરિશ્રમ લેતા ભાગ્યેજ જણાય છે. એકાદ વાક્યને પકડી તે લખવાના ઉદ્દેશ તરફ લક્ષ આપ્યા વિના, પૂર્વાપરનો સંબન્ધ જોયા વિના જેવી સૂઝે તેવી ટીકા કરવી, લેખ પર ટીકા કરવાને બદલે લેખકને જે વિશેષણો યોગ્ય લાગે તે લગાડવાં ને ઉપલકીઆં લખાણથી તેમજ નામની મહત્તાથી છેતરનાર, સ્વતન્ત્રવિચારશૂન્ય, ગુણદ્વેષીને પોતાના પાંડિત્યથી આંજનાર ટીકાકારોની આ જમાનામાં ખોટ નથી. મૂળ લેખક જો પોતાના લેખનું સમર્થન કરે તોપણ તે તરફ લક્ષ આપવુંજ નહિ, પોતે જે ટીકા કરી હોય તેને વળગી રહેવું, પોતાનો કક્કોજ ખરો કરવો, ને લેખકને વાચકવર્ગ આગળ સાધારણ બાબતથી પણ અજ્ઞાન, મૂર્ખ આક્ષેપ્યાજ કરવો, એ પ્રયત્નમાં લગાર પણ શિથિલ ન થવું, અન્તિમ વિજયસ્તંભ પોતાનોજ રોપવો એ આવા ટીકાકારોનું લક્ષ્ય છે. અવલો-

કનના સામાન્ય નિયમો પણ તેમની દૃષ્ટિ બહાર હોય એમ જણાય છે.

गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वरः ।
शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥
गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधाति पण्डिताः ॥

જેમ ચન્દ્ર અને વિષનું ગ્રહણ કરી શિવજી ચન્દ્રને મસ્તકે ધારણ કરે છે ને વિષને કંઠમા રાખે છે, તેમ વિદ્વાને ગુણ ને દોષનું ગ્રહણ કરી ગુણને માથે ચડાવવો, ને દોષને કંઠમા નાખવો, બહાર નીકળવા ન દેવો. ચાલતા ચાલતા પ્રમાદથી ચાલનારને કદાચિત્ ઠોકર વાગે છે, લેખકની કૃતિમા દોષ પણ થાય-ત્યાં દુર્જનો હસે છે પણ પંડિતો તેનું સમાધાન કરે છે.

એ શ્લોકોમાં કહેલી ઉદારતાની આશા અવલોકનકારોમા આશાન્ક્યાથી?

વળી આધુનિક સમયમા વ્યાજસ્તુતિવાળી એક લેખનશૈલી ઉભી થઈ છે. શિષ્ટ લેખકોને તે ઘણી પ્રિય જણાય છે અમુક ભાષણ કે લેખ ઘણો સારો છે, અમુક પુરુષ આ કામને માટે યોગ્ય છે, એમ તેની અનેક વિશેષણોથી સ્તુતિ કરવી, ને પછી પોતાનુ ખરું હાર્દ જણાવનાર લેખભાગ 'પરન્તુ' કે એવા કોઈ શબ્દથી આરભી આપવા કે 'અર્ધદગ્ધ પુરુષોને એ લેખથી ઘણો લાભ થશે,' 'વિદ્વત્તામાં તો અન્ય પુરુષ છે પણ એમના અનુભવનો લાભ લેવો જોઈએ' આવુ કંઈક લખવાનો પ્રચાર શિષ્ટ લેખકોને માન્ય થઈ પડ્યો જણાય છે વિનય દર્શાવવામા પણ આત્મસ્તુતિ ખરીજ. આવીજ વ્યાજસ્તુતિથી કે વિનયના ભાસથી ઉપહસિયા વાચકો છેતરાય છે ને લેખકની વૃત્તિ સતુષ્ટ થાય છે પરંતુ આમ અપવિત્ર હૃદય રાખવુ ને સત્ય લાગે તેવુ લખાણ લખવાની કે તેવુ બોલવાની નીતિ રાખવી-એ યોગ્ય છે કે નહિ તે દરેકોઈ સમજી શકે એમ છે.

ટુકામા આ રીતે ભાષા અને સાહિત્યની હાલની સ્થિતિ સબધી કેટલાક વિચાર દર્શાવ્યા હાલમા ગુર્જરગિરાને કેળવવાને માટે તથા સસ્કારી અને સમૃદ્ધ બનાવવા માટે જાગૃતિ પ્રસરી રહી છે અને બધા કટિબદ્ધ થયા છે તેવે પ્રસગે આ લેખ માર્ગસૂચક થશે એવી આશા છે.

# ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્.

અમે પૂર્વ અંકોમાં સ્વાગતમંડળીના પ્રમુખ અ. સૌ શાણીશ્રી નદકુંવરબાનું તેમજ પરિષદ્‌ના પ્રમુખ દિ. બા અંબાલાલભાઈનું ભાષણ આપ્યું છે એ ભાષણો વિષે ક્વચિત્ ક્વચિત્ પૃષ્ઠની નીચેના ટિપ્પણોમાં ભાષા અને વિચાર સંબંધી અમારી ટીકા પણ અમે આપી ગયા છિયે. વળી એમ પણ એક સ્થળે કહ્યું છે કે એ ભાષણો પૂર્ણ છપાઈ રહ્યા પછી એ વિષેનો તેમજ સાહિત્યપરિષદ્‌નાં કાર્ય અને કર્તવ્ય વિષેનો અમારો નમ્ર અભિપ્રાય આપીશું અમે દિલગીર છિયે કે આવી ટીકા કે અભિપ્રાય આપવાનું કોઈ માસિક કે ત્રૈમાસિક ચોપાનીઆના તન્ત્રીએ યુક્ત ધાર્યું નથી એના કારણો શોધવાં પડે એમ નથી. તે સર્વ સમજતા જણાય છે, માટેજ તે દર્શાવવાની અમારી ઇચ્છા નથી. માત્ર એક બે સાપ્તાહિક પત્રો સિવાય, સાહિત્યપરિષદ્‌ના કાર્ય પર પણ કોઈ પત્ર કે માસિકે ટીકા આપી નથી શું સાહિત્યપરિષદ્‌ના કાર્ય યોગ્ય દિશાએજ થાય છે ને તેમા સુધારાનો અવકાશજ નથી? શું એ પરિષદ્‌નાં કાર્યથી ગુજરાતી સાહિત્યના સર્વ સેવકો સંતુષ્ટ છે? એ એકદેશી મંડળ છે કે સર્વદેશી? એની કાર્યપદ્ધતિ એકદેશીય છે કે સર્વદેશીય? સાહિત્યના સર્વ ઉપાસકો સંતુષ્ટ હોય તો વર્તમાનપત્રોમા તન્ત્રીના નહિ, પણ અન્ય લેખકોના અસંતોષ ને ફરિયાદના પત્રો આવેજ નહિ એક લેખકે તો સાહિત્યપરિષદ્‌ના અગ્રેસરો કે કાર્યવાહકોને પોતે લખેલી ટીકાનું અસત્ય સિદ્ધ કરવા કે અન્ય રીતે તેનુ ખંડન કરવા ખુલ્લી રીતે આહ્વાહન કર્યું હતું, પણ અગ્રેસરોએ તે પર લક્ષ આપવું કે તેનો ઉત્તર આપવો, એમાનુ કંઈ પણ યોગ્ય ધાર્યુંજ નથી. ગમે તેમ હો, પણ અસંતોષ તો છેજ, સાહિત્યપરિષદ્‌નું કાર્ય સર્વ સાહિત્યસેવકોને રુચતું નથીજ. આ પ્રમાણે સાહિત્યપરિષદ્ સ્વસ્થ પ્રકૃતિમાં નથી, તેને વિકાર થયા છે, એમ કોઈ પણ પુરુષ ચિકિત્સાથી જાણી શકે છે. એ વિકારમાથી તે મુક્ત થાય એવા શુભ ઉદ્દેશથીજ અત્ર સક્ષેપમા ઉપચાર કહેવામાં આવે છે

પ્રમુખનાં ભાષણો—એકંદર, અમને શાણીશ્રી નદકુંવરબાના નામથી પ્રસિદ્ધ થયેલું ભાષણ પસંદ પડ્યું છે. એના લેખકે સાહિત્યપરિષદ્‌ના અ-

ભ્યાગતોનો યોગ્ય સત્કાર કર્યો છે. આરંભમાં પોતાનો વિનય દર્શાવી, ગુર્જરભાષાનું ગુર્જરમાતા તરીકે નિરૂપણ કરી, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ભાષાદેવીના પાદ, હસ્ત, ઉરસ્સ્થળ અને નાસિકા, એ ચાર અંગનાં ક્રમિક ભૂષણો વર્ણવી તે ભૂષણો પૂરાં પાડવા તેના પુત્રોને—સાહિત્યના સેવકોને વિનતિ કરી છે આ પ્રમાણે સાહિત્યનો સર્વ દિશામાં વિકાસ કરી તેને પૂર્ણ કળાએ ખિલવવા તેમણે સાહિત્યપ્રેમીઓને ઉપદેશ કર્યો છે; અને સાહિત્યના ચાર યુગ કલ્પી હાલના યુગને સત્યયુગ કહ્યો છે; કેમકે સાહિત્યની સેવા કરવા ઘણા પુરુષો તૈયાર થયા છે ઉપસંહારમાં કાઠિયાવાડનું ઐતિહાસિક સ્વરૂપ દર્શાવનાર, પ્રૌઢ વાક્યમાં પુન. સર્વ અભ્યાગતોને આવકાર આપી ગુર્જર ભાષાનું ગૌરવ વૃદ્ધિ પામે એવી ઈશ્વરની પ્રાર્થના કરી છે.

સ્વાગતમંડળના પ્રમુખનું કામ આવકાર દેવાનું અને સાહિત્યનું ચિત્ર આલેખી તેનું દિગ્દર્શન કરાવવાનુ છે તે પ્રમુખે ઉત્તમ રીતે કર્યું છે. તેમના લેખમાં જ્યાં જ્યાં ગુણદોષ ખાસ વિવેચન કરવા જેવા માલમ પડ્યા ત્યાં ત્યાં પૃષ્ઠમાં નીચેના ટિપ્પણોમાં કહ્યુ છે; એટલે વિશેષ કહેવાનું રહેતું નથી. માત્ર એટલુંજ કહેવું જરૂરનું છે કે સાંપ્રત સમયને પ્રમુખે સત્યયુગ કલ્પ્યો છે તે 'સ્વાગત' કહેનાર પ્રમુખના મુખમાં શોભે છે, પણ એ ચિત્ર વાસ્તવિક નથી. યાદ રાખવું કે સેવા કરવા ઉત્સુક રહેવાથી કંઈ સેવા થતી નથી. સેવા કરવી હોય તો સેવા કરવાનો શ્રમ પણ સેવોજ જોઈએ. માત્ર સેવા કરવાનો આડંબર રચવાથી સેવા થતી નથી. આડંબર કરવા કરતાં સેવા કરવામાં જે શ્રમ વેઠવો પડે છે ને જે ધ્યાન આપવાની ને બુદ્ધિ વાપરવાની જરૂર પડે છે તે ધ્યાન ને બુદ્ધિનો ઉપયોગ કરી ફળ કે પરિણામયીજ જનમંડળને સેવા દર્શાવી આપવી એ વધારે પ્રશંસનીય છે; એજ સાહિત્યની ખરી સેવા છે ને એજ તેને શ્રેયસ્કર છે. એવું થશે ત્યારેજ સાહિત્યનો ખરો સત્યયુગ થયો સમજવો. ત્યાંલગણ તો આત્મપ્રશંસાથી કે અન્યોન્ય પ્રશંસાથી સંતુષ્ટ થવું હોય તો ભલે, પણ સાહિત્યનું કંઈ વાસ્તવિક શ્રેય નથી. જ્યાંસુધી સાહિત્ય દરિદ્ર છે, ને તેમાં ઉંચા પ્રકારનાં પુસ્તકો નથી—નથી શાસ્ત્રીય વ્યાકરણ, કે નથી કોષ, નથી સાહિત્યનો ઇતિહાસ, કે નથી પ્રાચીન કાવ્યોની સારી આવૃત્તિઓ, નથી

-શાસ્ત્રીય પ્રાકૃતિક શાસ્ત્રના પુસ્તકો કે નથી સંસ્કૃતમાં કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ આદિ અનેક પુસ્તકો છે તેવા કાવ્યશાસ્ત્રના ગ્રન્થો, ઇત્યાદિ, ઇત્યાદિ—જ્યાંસુધી આમાંનું કંઈ નથી, ત્યાંસુધી કલિયુગ કે અંધકારનો યુગજ સમજવો. એ બધામાથી કોઈ પણ પ્રકારની ન્યૂનતા પૂરી કરનારજ સાહિત્યનો સેવક છે, વાક્‌પ્રલાપ કરનાર કે ઘોંઘાટ કરી બહુ કરીએ છીએ એમ દર્શાવી ખોટું માન ખાટી જવા પ્રયત્ન કરનારા સાહિત્યના સેવક નથી. પણ સાહિત્યના સેવક ઘણા થશે ત્યારેજ સત્યયુગ વ્યાપ્યો કહી શકાશે, ત્યાં લગણ નહિ.

સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ દિ બ. અંબાલાલભાઈનું ભાષણ વ્યવહારદૃષ્ટિથી તૈયાર થયલું જણાય છે. આવાં મંડળના પ્રમુખના ભાષણમા જેવી વિદ્વત્તાની પ્રસાદી, ભિન્ન ભિન્ન પ્રાચીન ને અર્વાચીન ગ્રન્થકારોના પ્રમાણભૂત વાક્યોના ઉલ્લેખ વગેરેના સસ્કારથી જેવા પ્રૌઢત્વની કોઈ આશા રાખે તેવુ કશું જોવામાં આવતું નથી. પણ અમારા નમ્ર વિચાર પ્રમાણે એથી ભાષણના આહ્લાદકત્વમા ન્યૂનતા આવે છે, પણ તેથી કંઈ તેમાંના વિચારોની યોગ્યતા ઓછી થતી નથી, જેમ સુંદર શરીર અલંકારોથી વધારે શોભે છે; તેમ ભાષણકર્તાના સગીન વિચારો ને ઉત્તમ ભાષા અન્ય ગ્રન્થકારોના ઉલ્લેખ વગેરેથી વિશેષ અલંકૃત થાય છે ને પ્રૌઢત્વ પામી શ્રોતાના મનને વિશેષ આહ્લાદક થઈ તે પર ઊંડો સંસ્કાર કરે છે આમાં યાદ રાખવું જોઈએ કે સુંદર શરીરજ આભૂષણથી શોભે છે બેડોળ શરીર પર ગમે તેવાં આભૂષણ હોય તેથી તે બેડોળ મટી સુંદર થતું નથી. તેની એબ ઘટાડવાને બદલે આભૂષણો વધારે ખુલી પાડી આપે છે; કેમકે શરીરના સ્વરૂપ જોડે તેમના સ્વરૂપની સગતિ થતી નથી આ પ્રમાણે અલંકાર સુંદર શરીરનેજ શોભાવે છે, બેડોળને નહિ. વળી લગાર વધારે વિચાર કરતા જણાશે કે સુંદર શરીરને આભૂષણની જરૂર નથી. કાલિદાસ કહે છે તેમ '**किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम्**'—મધુર આકૃતિને ગમે તે પણ ભૂષણરૂપ થઈ પડે છે અર્થાત્, પ્રમુખના ભાષણમા અન્ય ગ્રન્થકારના ઉલ્લેખનો સસ્કાર કે સાહિત્યને લગતું પાંડિત્યમય સિંહાવલોકન નથી તેથીજ કંઈ એની યોગ્યતા ઊતરી જતી નથી, કે એ કંઈ નિષ્પ્રયોજક થતું નથી. વ્યવહારદૃષ્ટિથી સાહિત્યને લગતા ઘણું

ધોરણોમાં અંગ્રેજી ભાષાનું જ્ઞાન સ્વભાષા મારફતજ આપવું. આ બીજી પદ્ધતિ અમને તો વધારે લાભકારક લાગે છે અગાઉ એજ પદ્ધતિ પ્રમાણે કામ થતુ ને તે સમયે અંગ્રેજી ભાષામાં જ્ઞાન પણ સંગીન મળતુ. હાલમાં 'Direct Method' એટલે વિદેશી કે પર ભાષાનુ જ્ઞાન સ્વભાષાદ્વારા ભાષાન્તરથી કે તે ભાષાનુ વ્યાકરણ શિખવીને નહિ, પણ પરભાષાદ્વારાજ સંભાષણ કરાવીને પ્રત્યક્ષ રીતે આપવાની પદ્ધતિ વખણાય છે. આપણા મ્રલાકામા પણ તે દાખલ થઈ ચૂકી છે અમારા નમ્ર મત પ્રમાણે તો એ 'પ્રત્યક્ષ પદ્ધતિ' મોટી ઉમ્મરના વિદ્યાર્થીને સ્વભાષા સાથે નિકટ સંબન્ધ રાખનાર ભાષા શીખવામાજ સફળ થઈ શકે જેમકે આપણે 'મરાઠી' શીખવુ હોય કે દક્ષણી ગૃહસ્થે 'ગુજરાતી' શીખવુ હોય તો તેને એ પદ્ધતિ અનુકૂળ પડે. 'અંગ્રેજી' ભાષા સાથે 'ફ્રેન્ચ,' 'જર્મન' વગેરે ભાષાઓનો સબંધ, 'ગુજરાતી' ને 'મરાઠી' જેવો છેક નિકટ નહિ, તોપણ 'ગુજરાતી' કે બીજી કોઈ હિન્દની ભાષાને 'અંગ્રેજી' ભાષા સાથે છે તેના કરતા દેખીતોજ ઘણો વધારે છે; તેથીજ તે દેશોમા પ્રત્યક્ષ પદ્ધતિ સફળ થઈ છે આપણા દેશમાં એ પદ્ધતિ તેના સત્ય સ્વરૂપમા સફળ થાય એવી અમને તો આશા રહેતી નથી કિંડર્ગાર્ટન પદ્ધતિ જેમ વિદેશીય રીતને અનુસરતી આપણા દેશને અનુકૂળ નથી એમ સિદ્ધ થઈ ચૂક્યુ છે તેવુંજ આ વિષયમા પણ થવાનો સભવ રહે છે ધિ ઑનરબલ મિ. જી. કે ગોખલેએ પણ દિ. બ. અબાલાલભાઈની પેઠે સ્વભાષાદ્વારા શિક્ષણ આપવાની હિમાયત 'સેનેટ'માં કરી હતી. પણ અમે અમારા વિચાર ઉપર દર્શાવી ગયા છિયે તે પ્રમાણે સ્વભાષામા બધા વિષયોનુ જ્ઞાન છેક અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી આપી ...તમા ધોરણમા એજ બધા વિષયોનું જ્ઞાન અંગ્રેજીમાં આપતા ઘણોજ . પડશે. દરેક વિષયના પારિભાષિક શબ્દો શિખવવામા ઘણો શ્રમ કે .. થશે તેના કરતાં સ્વભાષાનાં વ્યાકરણ ને રચના તેમજ ગણિતનું જ્ઞાન સારૂં આપી સારો પાયો બાધવો ને પછી તે પર અંગ્રેજી શિક્ષણની ઇમારત ચણવી, ને તે પણ આરંભનાં ચાર ધોરણમાં બધુ શિક્ષણ સ્વભાષાદ્વારા આપીનેજ—આ પદ્ધતિ અમને તો શ્રેયસ્કર લાગે છે. એજ પ્રમાણે અગાઉ કામ થતું ને તે વખતે હાલના જેટલી ફરિયાદ નહોતી અંગ્રેજી પાચમા ધોરણમાં Smith's 'Students' Smaller History of

Greece, અને છઠ્ઠા ધોરણમાં Smith's 'Students' Smaller History of Rome', જેવાં મોટાં પુસ્તકો શિષ્યો સમજી શકતા. તેમને તરજુમો કરી શિખવવાની જરૂર પડતી નહિ આનું કારણ માત્ર આરભનું સ્વભાષાનું તેમજ અંગ્રેજીનું ઉત્તમ શિક્ષણ એજ હતું, અન્ય નહિ. આ વિષય વિષે ધાર્યા કરતા પણ વિશેષ વિસ્તાર થવાથી વિરમવુંજ યુક્ત છે દિ બ. પ્રમુખે આવા વિષય પર વિશેષ વિવેચન કરી પોતાના વિચારો દર્શાવ્યા હોત તો ઠીક થાત 'શુદ્ધ ભાષા' વિષે પણ દિ. બ. પ્રમુખે પોતાના વિચાર અનિશ્ચિત સ્વરૂપમાંજ રાખ્યા છે. એ સબંધી અમે અમારા વિચાર 'બેશક ગુજરાતી ભાષા એ સસ્કૃતની પુત્રી છે, પણ માની આંગળી પકડી ચાલનાર બાળપુત્રી તે નથી' એ એમના ઉદ્ગાર વિષે આ વર્ષના ૧ લા અંકમા પૃ૦ ૩-૪ દર્શાવ્યા છે, તેમજ ભાષા સંબધી એમના અન્ય વિચારો વિષે પૃષ્ઠટિપ્પણમા ટીકા કરી છે તેથી એ વિષે ફરી લખવાની જરૂર નથી

'જોડણી' કે 'કોષ' વિષે પણ દિ. બ. અબાલાલભાઈએ પોતાના વિચાર નિશ્ચિત સ્વરૂપમા કે વ્યાવહારિક રીતે આપ્યા નથી. તેમજ પ્રમુખ તરીકે 'જોડણી' ની કમિટિ નિમાઈ તે સબન્ધમા પરિષદ્‌ના નિયામક થવુ જોઈએ તેમ થયા પણ નથી. પોતે કહે છે કે 'બીજી પરિષદ્‌મા આ પ્રશ્નનો નિર્ણય કરવા એક કમિટિ નીમી હતી તે બેશક બધી બાજુનો વિચાર કરી નિકાલ કાઢશે.' 'માટે એક ધોરણ ઉપરજ બધું જોડણીનું તન્ત્ર રચવાના પ્રયત્ન કરવા કરતા બાધછોડ કરી ઉચ્ચાર, રૂઢિ, સરળતા, વ્યુત્પત્તિ વગેરે સર્વ જુદાં જુદાં બળોને યોગ્ય વજન આપવાથી આ જુના પ્રશ્નનો નિકાલ થવો જોઈએ છે.' આ વિચારો તો સંગીન છે, પણ 'બધી બાજુનો વિચાર કરી નિકાલ કાઢે' એવી કમિટિ બીજી પરિષદે નીમી હતી ? વળી તેને ત્રીજી પરિષદ્ મળી તોપણ નિયમો બાંધવાનો અવકાશ ન મળ્યો ને ત્રીજી પરિષદ્‌ને જોડણીના કામ માટે પાછી કમિટિ નીમવી પડી તો તે પરિષદ્‌ના નિયામક તરીકે પ્રમુખનું કર્તવ્ય નહોતું કે એ કમિટિ સર્વદેશીય થાય તે પર નજર રાખવી ? જેવા વિચાર એ વિષે પોતે દર્શાવ્યા છે તેવા વિચારથી કમિટિ કામ કરી બાધછોડથી ;

નિકાલ કરે એવા વિદ્વાનો એ કમિટિમાં દાખલ કરવા પ્રમુખે કંઈ પણ પ્રયાસ કર્યો નહિ એ અમને ન્યાયબુદ્ધિથી વિરુદ્ધ ને સાહિત્યપરિષદ્ જેવા વિદ્વાનોના મંડળને ન છાજે એવું—આરેજ ઘણું શોચનીય લાગે છે. કમિટિ કેવી હોવી જોઈએ ને કામ કેવી રીતે સફળ થઈ શકે તે વિષે, અમે અમારા વિચાર અન્યત્ર આપ્યા છે ( જુઓ પૃ૦ ૪૮ ).

ગુજરાતી ભાષાનો પ્રમાણભૂત ગણાય એવો કોશ રચવો એ કામ ઘણુ અઘરૂં છે અન્ય વ્યવસાયમા ન રોકાયલો ને માત્ર સરસ્વતીની ઉપાસનામાજ મગ્ન એવો કોઈ, કવિ નર્મદ જેવો, વિદ્વાન્ એકલે હાથે આ કામ કરી શકે. પણ હાલના વખતમાં સર્વે વિદ્વાનો પોત પોતાના કામમા ગુંથાયા હોય છે, તેઓમાથી એકલે હાથે આ કામ બનવુ અસભવિત જેવુ લાગે છે કોશ પ્રમાણભૂત કરવા હોય તો તેમાં સપૂર્ણ શબ્દસમહ હોવો જોઈએ, ને શબ્દની શુદ્ધ જોડણી, વ્યુત્પત્તિ, તથા બધા અર્થો પ્રાચીન ગ્રન્થોનાં ઉદાહરણ સાથે જોઈએ. અમે જાણીએ છીએ તે પ્રમાણે આ કામ સારૂં થાય તો સરકાર પણ ઘણી સારી મદદ આપવા તૈયાર છે. દિ બ. અમાલાલભાઈએ કહ્યુ કે કોશ રચવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ આદર્યું છે. પણ જ્યાંસુધી એ કામને માટે પ્રતિષ્ઠિત વિદ્વાનોની દેખરેખ નીચે બેચાર સારા ગ્રૅજ્યુએટ કે સારા ગુજરાતી ભાષાના અભ્યાસકોને પગાર આપી રોકવામાં ન આવે ત્યાંસુધી એ કામ બની શકનાર નથી આ ઉપલક વિચારે સૂચના કરી છે. એ વિષે સોસાઇટિએ સારો વિચાર કરી સગીન યોજના ઘડવાની જરૂર છે 'જોડણી' નુ કામ સરકાર તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને સોપવામા આવ્યુ હતું બે પ્રતિનિધિઓ સરકારના ને બે પ્રતિનિધિઓ સોસાઇટિના એમ ચાર પ્રતિનિધિઓને જોડણીના નિયમો બાધવાનુ કામ સોંપવામા આવ્યુ હતું પણ એ ચાર વર્ષ થયાં, પણ નિયમો બધાયા નહિ; ને છેવટે ગુજરાતી વાચનમાળામા સુધારો કરી નવીન વાચનમાળા રચવાનુ કામ મિ. કૅાવર્નટનને સરકારે સોપ્યુ ને સરકારે કમિટિ નામી જોડણીના નિયમો બાધ્યા. આપણી કમિટિઓનાં કામ આવાં મન્દ છે

આ પ્રમાણે દિ. બ. ના ભાષણ વિષે અમારૂં વિવેચન સમાપ્ત થાય છે. અન્તે એટલું કહેવુ ઘણુંજ જરૂરનું છે કે દિ. બ. ના ભાષણની

ભાષા શુદ્ધ, સરળ, અને અનુકરણીય છે હાલના કેટલાક વિદ્વાન્ લેખકો કૃત્રિમ ભાષા વાપરી વાચકવર્ગને ઘણોજ કંટાળો આપે છે તેમણે આ ભાષણની ભાષાનો અભ્યાસ કરવો જોઈએ એવી અમારી નમ્ર સૂચના છે.' ભાષાશુદ્ધિ 'ના અમારા ભાષણમાં તેમજ ' સાંપ્રત સમયના ગુજરાતી સાહિત્યને લગતા પ્રથમ દર્શનેજ થતા કેટલાક વિચારો ' એ વિષેના અમારા લેખમાં ભાષા કેવી હોવી જોઈએ તે વિષે અમે વિવેચન કર્યું છે એટલે અહિં તે વિષે કહેવાની જરૂર નથી. દિ. બ. ના વિચારો કેટલેક સ્થળે અનિશ્ચિત ને અસપૂર્ણ છે, કેટલેક સ્થળે ઉપર દર્શાવ્યા પ્રમાણે અમને માન્ય નથી તેમજ એમની ભાષામા કોઈક કોઈક શબ્દો વિષે પણ ટીકા કરી શકાય એમ છે ને તે અમે નમ્રભાવથી કીધી પણ છે, પરંતુ એકંદર એમની ભાષા અમને ઘણી શુદ્ધ ને સરકારી લાગે છે. હાલની સંસ્કૃતમય કે અંગ્રેજી રીતિનું અનુકરણ કરનારી ક્લિષ્ટ ભાષા લખનારા વર્ગને, તેમજ એ વર્ગના સ્તુતિ કરનારા પુરુષોને એ ભાષાનો અભ્યાસ કરવા અમારી વિનતિ છે.

પ્રમુખોના ભાષણ વિષે અમારૂં લખાણ ધાર્યા કરતાં વધારે લાંબું થયું છે. હવે ટુંકામાં ' સાહિત્યપરિષદ્ ' ની કાર્યપદ્ધતિ ને કર્તવ્ય વિષે કહીશું કાર્યપદ્ધતિ વિષે સૂચક લખાણ ઉપર ઘણું આવી ગયુ છે, તેથી બહુ વિસ્તારથી લખવું નિરર્થક છે પ્રથમ તો ' કમિટિ ' એ નીમાઈ તે બધી એકદેશીયજ હતી નિબન્ધ તપાસવાની કમિટિમા મુંબઈ શહેરમાં પ્રૉ. ગજ્જર, રા. તનસુખરામ, રા. કૃષ્ણલાલ ઝવેરી વગેરે વિદ્વાનો, તેમજ નડીઆદમાં ગ. દોલતરામ કૃપારામ પંડ્યા જેવા વિદ્વાનોને એ કમિટિમાં શા માટે દાખલ ન કર્યા તે સમજાતું નથી શું એ લોકોએ કે અન્ય સંભાવિત ગૃહસ્થો, જેઓને કમિટિમાં નીમેલા પુરુષો કરતાં અનુભવમા કે જ્ઞાનમા કોઈ પણ રીતે ઊતરતા તો કહી શકાયજ નહિ, તેમણે એ કામ કરવાની ના કહી હતી કે તેઓનો અનાદર કરવામા આવ્યો ? શુ જેટલા નિબધો વચાયા તે બધા કમિટિમાં આવ્યા હતા ? કેટલાક છપાયા ને કેટલાક છપાયાજ નહિ તે શું ગુજરાતમાં છાપખાનાંની ખોટ હતી ? જોડણીકમિટિ પણ એકદેશીયજ છે. એવી કમિટિથી શું કામ થવાનું છે ને થશે તો કોણ માન્ય કરશે ? એક સંભાવિત વયોવૃદ્ધ ગૃહસ્થ

નિકાલ કરે એવા વિદ્વાનો એ કમિટિમા દાખલ કરવા પ્રમુખે કાંઈ પણ પ્રયાસ કર્યો નહિ એ અમને ન્યાયબુદ્ધિથી વિરુદ્ધ ને સાહિત્યપરિષદ્ જેવાં વિદ્વાનોના મડળને ન છાજે એવુ—આટેજ ઘણું શોચનીય લાગે છે. કમિટિ કેવી હોવી જોઈએ ને કામ કેવી રીતે સફળ થઈ શકે તે વિષે અમે અમારા વિચાર અન્યત્ર આપ્યા છે ( જુઓ પૃ૦ ૪૮ )

ગુજરાતી ભાષાનો પ્રમાણભૂત ગણાય એવો કોશ રચવો એ કામ ઘણુ અઘરૂં છે અન્ય વ્યવસાયમા ન રોકાયલો ને માત્ર સરસ્વતીની ઉપાસનામાંજ મગ્ન એવો કોઈ, કવિ નર્મદ જેવો, વિદ્વાન્ એકલે હાથે આ કામ કરી શકે. પણ હાલના વખતમા સર્વ વિદ્વાનો પોત પોતાનાં કામમા ગુંથાયા હોય છે, તેઓમાથી એકલે હાથે આ કામ બનવુ અસભવિત જેવુ લાગે છે. કોશ પ્રમાણભૂત કરવો હોય તો તેમાં સપૂર્ણ શબ્દસગ્રહ હોવો જોઈએ, ને શબ્દની શુદ્ધ જોડણી, વ્યુત્પત્તિ, તથા બધા અર્થો પ્રાચીન ગ્રન્થોનાં ઉદાહરણ સાથે જોઈએ. અમે જાણીએ છીએ તે પ્રમાણે આ કામ સારૂં થાય તો સરકાર પણ ઘણી સારી મદદ આપવા તૈયાર છે. દિ. બ અબાલાલભાઈએ કહ્યુ કે કોશ રચવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ આદર્યું છે. પણ જ્યાસુધી એ કામને માટે પ્રતિષ્ઠિત વિદ્વાનોની દેખરેખ નીચે બેચાર સારા ગ્રૅડ્યુએટો કે સારા ગુજરાતી ભાષાના અભ્યાસકોને પગાર આપી રોકવામાં ન આવે ત્યાસુધી એ કામ બની શકનાર નથી આ ઉપલક વિચારે સૂચના કરી છે. એ વિષે સોસાઇટિએ સારો વિચાર કરી સગીન યોજના ઘડવાની જરૂર છે. 'જોડણી' નુ કામ સરકાર તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને સોપવામા આવ્યુ હતું એ પ્રતિનિધિઓ સરકારના ને બે પ્રતિનિધિઓ સાઇટિના એમ ચાર પ્રતિનિધિઓને જોડણીના નિયમો બાધવાનું કામ મા આવ્યું હતું. પણ બે ચાર વર્ષ થયા, પણ નિયમો બધાયા નહિ, ને છેવટે ગુજરાતી વાચનમાળામાં સુધારો કરી નવીન વાચનમાળા રચવાનુ કામ મિ. કૅાવર્નટનને સરકારે સોપ્યુ ને સરકારે કમિટિ નામી જોડણીના નિયમો બાધ્યા. આપણી કમિટિઓનાં કામ આવા મન્દ છે

આ પ્રમાણે દિ. બ ના ભાષણ વિષે અમારૂં વિવેચન સમાપ્ત થાય છે. અન્તે એટલું કહેવુ પડેજ જરૂરનું છે કે દિ. બ. ના ભાષણની

દર્શાવો નહિ ત્યાંસુધી યોજના પર 'સેનેટ' વિચાર ચલાવે 'એ સંભવિત નથી. યોજનામાં ફેરફાર કરી તેને છેવટનું રૂપ આપવું એ 'સેનેટનું કામ છે; પણ અમુક યોજનાની હિમાયતી કરતી વખતે તે અમલમાં મૂકવી શક્ય છે એમ દર્શાવવું એ હિમાયતી કરનારનુંજ કામ છે; અને તે પરિષદે કર્યું નથી એ શોચનીય છે.

પરિષદે ફંડ ભેગું કર્યું છે ને લાઇબ્રેરિ ઉઘાડવાનો પણ પ્રયાસ કરે છે. એ મોટી મોટી વાતો છે, તેથી લાભ થાય એવા સ્વરૂપમાં એ આવી શકશે કે કેમ એ વિચારવા જેવું છે.

છેવટે, અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે પરિષદે આમ ત્રણ ત્રણ વર્ષે મેળાવડો કરી નિબંધો મગાવી વંચાવીને કૃતાર્થતા માનવી ઇષ્ટ નથી એથી સંગીન પરિણામ બહુ થોડું થાય છે. પરિષદ્‌ના દરેક સમારંભમાં સાહિત્યનો અમુક વિષય લઈ તેનું નિરાકરણ કરવુંજ જોઈએ કે તેટલું તો પરિણામ ચિરસ્થાયી થયું ગણાય. સરકાર તરફથી કેળવણીખાતામાં કે ન્યાયખાતામાં જે જે પરિષદ્ મળે છે તે તે અમુક કાર્યનું નિરાકરણ કરવા માટેજ મળે છે, જેમકે 'ટ્રેનિંગ કૉલેજનો ધારાસંગ્રહ' સુધારવા, કે 'સ્કૂલ ફાઇનલ પરીક્ષા' વિષે વિચાર કરવા, કે એવા બેચાર કામનો નિકાલ કરવા કેળવણીખાતાના અમલદારોની પરિષદ્ મળે છે. આમ થોડાં પણ નિશ્ચિત કામ રાખવાથી તે કામનો નિકાલ થાય છે, ને માત્ર અનિશ્ચિત બાબતો પર કે સામાન્ય વિષય પર સભાષણ કે વાદવિવાદ થઈ કાળક્ષેપ થતો નથી; માટે પરિષદ્‌ના કાર્યવાહકોને અમારી નમ્ર સૂચના નીચે પ્રમાણે છે —

૧ મિત્રમંડળો કે અન્યોન્યસહાયક સંકુચિત મંડળો બાંધવાને બદલે ઉદારવૃત્તિથી ને ન્યાયબુદ્ધિથી વિસ્તૃત મંડળો બાંધવા.

૨ કોઈ પણ વિષય માટે કમિટિ નીમતી વખતે જેમ બને તેમ તે વિષયની સર્વ કોટિનું સ્વરૂપ દર્શાવે એવા અનુભવી તેમજ પ્રતિષ્ઠિત માણસોની કમિટિ નિમવી. જેને કાર્ય કરવાની ઇચ્છા હોય એવાજ ગૃહસ્થો તેમાં નીમવા. તે કમિટિ કામનો નિકાલ નિયમિત સમયમાંજ કરે એમ મહ્યું જોઈએ.

૩ સાહિત્યપરિષદ્ સર્વદેશીય બને માટે તેમાં બધા મંડળોના ને મજ શહેરોના વિદ્વાનોના પ્રતિનિધિઓ જોઈએ.

૪ અમુક કાર્ય અમુક પરિષદે લઈ તેનો નિકાલજ કરવો જોઈએ. જુદા જુદા અભિપ્રાયોવાળા જુદી જુદી કોમના પ્રતિષ્ઠિત વિદ્વાનોની કમિટિથી કામ થયું હશે, પ્રતિનિધિઓથી બનેલી પરિષદ્ તે માન્ય કરશે, અને તેમા અમુક કારણોથી ભાગ ન લઈ શકે-એવા સભાવિત વિદ્વાનોના અભિપ્રાય પણ મંગાવ્યા હશે ને તે પર પણ વિચાર કરવામાં આવ્યો હશે, તો પરિષદ્ના ઠરાવ સર્વમાન્ય થવામાં કે સરકારને પણ માન્ય થવામાં વાંધો રહેવાનો સંભવ નથી.



## ભાષાશૈલી.

(ચાલુ પૃ. ૬૭ થી.)

વળી દરબી કે સાદી, કે ગુંચવણભરેલી કે સ્પષ્ટ શૈલી પરથી વાચકો બીજો એક નિર્ણય પણ કરે છે; ને તે, સ્વાભાવિક રીતે વિષય સાધારણ હોય ને તેની ચર્ચા અતીવ ગંભીર શૈલીમાં કરવા જઈએ તો માથા કરતા પાઘડી મોટી એવું થાય, એટલુંજ નહિ પણ હાથે કરીને તેમ કર્યું હોય તો આપણે ડોળઘાલુ ઠરીએ, અને અજાણતા તેમ થયું હોય તોપણ દૂષિત તો ઠરીએ; અને એ સ્થિતિમા વાચકને આપણા લેખ વાંચવા નહિ ગમે કદાચ વાંચશે તોપણ આપણા વિચારોની તેના પર સારી અસર તો નહિજ થાય. ગુંચવણભરેલી રીતે મૂકાયલા વિચારો ઉત્પન્ન થયલા પણ ગુંચવણમાંજ હોય છે એવું વાચક ધારે તો તે પણ ખોટું ન કહી શકાય. સ્પષ્ટ વિચારને ઘણુંખરૂં સ્પષ્ટ ભાષા જડીજ આવે છે જો માણસ ગુંચવણ કર્યા વગર વિચારો કરી શકે તો તેવીજ રીતે કાગળ પર પણ દર્શાવી શકે અત્તરાં, ક્લિષ્ટ, ને સંદિગ્ધાર્થ વાક્યો લખનારના મગજમાં 'શું કહેવું છે' તેનુંજ ભાન નથી એમ માની શકાય. છોકરાઓને જ્યારે કોઈ પ્રશ્નનો ઉત્તર આપતાં ન આવડે ત્યારે મુખ્ય માર્ગ છોડી દઈ તેની આસપાસ, આડા અવળા ભટકે છે, અને લાંબા

ઉત્તર લખી આવ્યા એમ માની તેઓ સ્વતસંતુષ્ટ રહે છે. પરિણામ આવે છોકરો ગરીબ હોય તો કપાળે હાથ દઈ નસીબનો વાંક કાઢે છે, ને ઉદ્ધત હોય તો પરીક્ષકનો દોષ કાઢે છે Know thyself એ Socratic સૂત્રાનુસાર આત્મનિરીક્ષણ તો બીચારાને સર્જતુંજ નથી. આવીજ રીતે નુચવણીઆ લેખકો જાતજાતની વિચિત્ર શૈલીમાં લખી, વળી અંગ્રેજી જ્ઞાન હોય તો—Subjective Style—આત્મલક્ષી શૈલીનું નામ આપી જાતે હરખાય છે, આ વિષે વધારે, ખાસ આ બાબત પર બોલતા આગળ કહેવામાં આવશે. પણ અહિં એટલું કહેવું ઉચિત છે કે ચાહિસ થયું એટલે તે સમાજને માટે સમજીજ લેવાનું; ત્યાં પછી Subjective ને Objective, આત્મલક્ષી ને પરલક્ષીના તફાવતથી એમ માનવું કે એ સમાજને માટે નથી તો તે એક મોટો અક્ષન્તવ્ય દોષ છે "The style is the man"—"શૈલી, તેજ પુરુષ છે," એવું જે વાચવામાં આવે છે તેનો અર્થ એજ છે કે માણસ શૈલી પરથી તેના લેખમાના વિચારો અને તેના પોતાના સ્વભાવ વિષે નિર્ણય કરી શકાય છે. શૈલી વિષે બેદરકાર માણસ વિચારમાં પણ બેદરકાર હોય છે, દબદબાભરેલી ને માત્ર શબ્દાડંબરવાળી શૈલીવાળા માણસ વર્તનમાં પણ દમ્ભી હોય છે; જોસ્સાદાર રીતે વિચાર દર્શાવનાર ઘણુંખરૂં જાતે પણ પોતાના વિચારને વિષે આગ્રહી હોય છે. ગમે તેવો શુમ્ભ જેવો માણસ હોય છે પણ તે ગુસ્સે થાય છે ત્યારે જાણે સુરેન્દ્રનાથ બૅનરજી જેવા મોટા મોટા વક્તાઓ પણ એના આગળ તુચ્છ છે. ગુસ્સાની વખતે શબ્દોની જાણે ધાણી ફૂટે છે તેનું કારણ ગુસ્સાની વાત વિષે એની એકાગ્રતા છે. બૈરાંઓ શોક કરે છે ને કૂટે છે ત્યારે પણ શબ્દો એમને ઉપરા ઉપરી મળી આવે છે તેનું કારણ એજ છે. તેમજ કવિઓના સુંદરમાં સુંદર કાવ્યો કે વક્તાઓના સુંદરમા સુંદર ભાષણો પણ તેઓ જ્યારે અભિનિવેશ ને આગ્રહમા હોય છે ત્યારેજ થાય છે. હૃદયની ઊર્મિઓ જ્યાં ઉભરાઈ જતી હોય ત્યા કયા કવિને શબ્દો શોધવા જવુ પડે છે? કયા વક્તાને પણ શબ્દકોષનું ધ્યાન ધરવુ પડે છે? અભ્યાસથી અને શબ્દો શોધવામાં લીધેલી મહેનતથી મળતા ફક્ત પણ

ચઢીઆતી કવિતા કે ચઢીઆતું ભાષણ તૈયાર કરાય, અને તેમ થાય છેજ તે નિર્વિવાદ છે. પણ મૂળનો આધાર આગ્રહ પર રહે છે. વાંચનાર આ બહુ સારી રીતે સમજે છે અને તેથીજ શૈલીની અગત્ય છે.

છતાં કોઈ માણસ દુરાગ્રહી નીવડી કહે કે શૈલીની અગત્ય છેજ નહિ અથવા તો નહિ જેવી છે, તો તેને માટે એક છેલ્લો ઉપાય છે ને તે એ છે કે કોઈ ઉચ્ચતર વિચારોથી પણ શૈલી પર લક્ષ આપવાની જરૂર છે. સાવચેત રહી માણસે યોગ્ય શૈલી વાપરવી એ તેણે પોતાને માન આપ્યા બરાબર છે. જે માણસ લખવામા બરાબર લક્ષ ન આપે તે પોતાના વિચારોની અગત્ય બરાબર સમજતો નથી એમ ગુપ્ત રીતે કબૂલ કરે છે. આમ વિચારનાં શૈલી પર લક્ષ આપવાનો માણસનો એક ધર્મ થઈ પડે છે. એમ કહેવાય છે કે પ્લેટોએ પોતાનાં 'રિપબ્લિક'નો ('પ્રજાસત્તાક રાજ્ય'નો) ઉપોદ્ઘાત જુદી જુદી રીતે સાત વાર લખીને પછી બહાર પાડ્યો હતો. ખરાબ રીતે લખવાની ટેવ પડવાથી વર્તન પર કેવી માઠી અસર થાય છે તેનું વિવેચન ઓ. ગિ. જસ્ટિસ ચંદાવરકરે Convocation Addressમા બહુ સરસ રીતે કર્યું હતું. પ્રમાદથી રચેલી શૈલીનું પણ તેમજ છે. જિંદગીની દરેક નાની વિગતમાં મનુષ્યે પોતાની કઈ ફરજ છે એમ સમજવું જોઈએ, અને તેમ થયે જીવનની દરેક પ્રવૃત્તિમાં ગામ્ભીર્ય વધી, લીધેલા શ્રમ સફળ થવાનો સંભવ રહેશે.

હવે શૈલીની કેટલીક જાતો વિષે બોલવાનું પ્રાપ્ત થય છે. સાદી, સંક્ષિપ્ત, મધુર, ને સ્પષ્ટાર્થ શૈલી બધાને પસંદ પડે છે આ દરેક ગુણ ઘણુંખરૂં સાથેસાથેજ હોય છે જેની અંદર નકામા શબ્દો, નકામાં વિશેષણો, નકામા અપ્રયોગી વાક્યો લાવ્યા ન કરતાં જેવી રીતે વિચાર આવે તેજ રીતે કલમ કામ કરે ને વાચકના મનમા તેની અસર કરાવે તે શૈલી. વિશેષણો કે અવ્યયોનાં જોડકાં નકામાં મૂકી, અતિશયોક્તિ વાપરી અથવા ટાહેલાપણું કરી કેટલાક લેખકો એમ જાણે છે કે વાંચનારના મન પર અસર વધારે થશે પણ સંભવ તો તેથી ઉલટુંજ થવાનો છે. લેખક કહેવા શું માગે છે તે વિચારતા વાચકને નકામા શબ્દો મગજમાંથી પ્રથમ દૂર કરવા પડે તો ત્યાં સંભવ એજ છે કે તે ગુંચવાઈ

જઈ મુખ્ય બાબત ન પકડતાં આડો અવળો ભેતરી જશે. "To find where the point lies is the problem of style and the business of the critical faculty; for a word too much always defeats its purpose. This is what Voltaire means when he says that the adjective is the enemy of the substantive." શબ્દોનો નકામો પોષાક પહેરાવતાં, જેમ અલંકારના ભારથી ગર્ભિણી સ્ત્રીની દશા થાય છે તેમ શૈલી જડ થઈ જઈ વિચાર દબાઈ જાય છે. વૉલ્ટેર કહે છે કે વિશેષણ, તે નામનો શત્રુ છે તેનો અર્થ પણ એજ છે કે નકામાં વિશેષણથી નામ દબાઈ જાય છે, અને નામ પગ તો વિચાર પ્રગટ થવાનો આધાર છે, એટલે તેમ થવાથી હાનિ થાય છે આ સાદી શૈલીનો અર્થ—નિર્માલ્ય કે જોરસા વગરની શૈલી, એવો કરવાનો નથી. કંગાલી સર્વથા ત્યાજ્ય છે, તે વિષે મતભેદ થાય તેમ નથી છેક ઍરિસ્ટૉટલના વખતથી માન્ય થયેલો ને ઍરિસ્ટૉટલે પ્રતિપાદન કરેલો, golden mean—ઉત્તમ મધ્યમપંક્તિનો નિયમ આહ્રી કરી વચલે રસ્તે જવું એજ શ્રેષ્ઠ છે. પરતુ જ્યાં જ્ઞાન સંપાદન થયું કે "A little learning is a dangerous thing" &c. અને "यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवम्" આદિ દુહા પ્રમાણે માણસ સમજદાર શૈલીની તરફેણમાં વધારે થવાનો, અને એ એમ સમજશે કે જ્ઞાન પ્રદર્શન કરવાનો અઘરી શૈલી એક સ્હેલો રસ્તો છે તેથી તે અંહણું કરવી. એક બે ઉદાહરણ અસ્થાને નહિ ગણાય

૧. "સાધક અવસ્થામાજ એમની વૃત્તિ સ્વપરના મિથ્યાભેદના વિનિવર્તનમાં પ્રવણતાથી તથા દૈસકુમારોને શુદ્ધ હિતકર ઉપદેશ આપવાના પ્રસંગથી સિદ્ધ થતી તેમની પરાર્થસાધકતાથી વ્યાપકતાને પામી હતી." 'સદુપદેશશ્રેણી' ઉપદેશ ૬ હું પાનું ૧૦૧ (Baroda Society of Salvationists).

૨. "સિદ્ધાગના જેવી માતાની કુખે વિજયાદશમીને દિને જન્મેલો વામનકુંવર, "આશ્રયમેળે" પુરુષાર્થસાધક પ્રસંગવીર બનીને પોતાના સ્વાર્પણમા સાક્ષર જીવનરમ સદાવ્રતમાં,—" તપોમય

જીવનની પ્રપલપરતા " રૂપ જિજીવિષા ધર્મની પરમાર્થમમતાનાં દર્શન—પ્રશાંતિ પ્રમોદ અને પ્રકાશને ત્રણ પગલેજ કરાવતાં કરાવતા, સાધુ પિતાના સ્નેહમય વૈરાગ્યને બળે—એ વામન કુમાર વધીને વૈરાટસ્વરૂપ પામ્યો તે એવી રીતે કે ચારૂત્તરની ચારૂ વનશ્રીલાનો મુરલીધર પ્રભુદૂત મસારમાં सुरवरની મુરલી લલકારતાં રસસાગરને તીરે આવ્યો અને बालुकेश्वरમા સાયુજ્ય પામ્યો." ('बुद्धिप्रकाश' पु. ५५ अं. ८. पृ ३७ )

જ્ઞાન બતાવવા સિવાય આ વાક્યો લખવામાં શો હેતુ હશે તે કળી શકાતું નથી. નિર્માલ્ય શૈલી કરતા ક્લિષ્ટ અને કઠિન શૈલીનો દોષ લેખકવર્ગમાં વ્હેલો ને વધારે દાખલ થવાનો સંભવ તેટલાજ માટે છે કમનસીબે ગુજરાતી સાહિત્યમાં હાલમાં એ દોષ પ્રચલિત છે, એટલે આપણું કર્તવ્ય બીજો દોષ ન જોતાં પ્રથમ દોષ જોવામા ને તેને દૂર કરવામાજ છે. જો કોઈ એમ કહે કે સાદાઈ તે તો દીનતા છે, જેને જોરસાદાર લખતાં ન આવડતું હોય તે સાદુ લખે, તો તે એક મોટુ અભિનંદન વચન મળ્યુ સમજવુ જો કોઈ પણ જાતની ખુમારી લેખક તરીકે માણસે રાખવી આવશ્યક છે તો તે પોતે સાદું લખે છે એમ કહેવડાવવાની છે. ઘણું કરી કોલેરિજની એવી ટેવ હતી કે પોતે જે લેખ લખે તે પોતાની નોકરડીને સંભળાવી તે સમજે તોજ પ્રસિદ્ધ કરવાનો વિચાર કરતો. 'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ બે ભાગના વાચકોની સખ્યા કેટલી મોટી છે। તેમાં રસ જામ્યો છે તે શું સાદાઈ વગર થાત ? ચોથા ભાગમા પણ કુસૉરા ને કુસુમ સમ્બન્ધી પ્રકરણો ને 'યોગીરાજ'ની કવિતા પ્રિય થઈ પડવાનું બીજુ શુ કારણ આપી શકશો ? રસ છે, પણ તે રસ સરળતાના ગુણ વગર જામત નહિ. જુઓ, Goldsmith's 'Vicar of Wakefield'મા 'The Hermit,'—'યોગીરાજ'ના મૂળ લેખ જોયો હશે, તેને પણ તે કાવ્યની સરળતા ખાસ સાંભરતી હશે. 'Vicar of Wakefield' જ પ્રિય થઈ પડે છે તેનું કારણ તેમાના લખાણમાંના રસ ઉપરાંત સરળતાજ છે. Addison ને Steele ના લખાણે આ હેતુથીજ લોકપ્રિય

ચર્યાં હતાં. Addison ની શૈલીને વિષે, શબ્દાડમ્બર પસંદ કરનાર Dr. Johnson નો પોતાનો અભિપ્રાય હતો કે "'Whoever wishes to attain an English style, familiar but not coarse, and elegant but not ostentatious, must give his days and nights to the volumes of Addison." "જે કોઈ પરિચિત છતાં શિષ્ટ-સંસ્કારી, લાવણ્યમયી છતાં સરળ અંગ્રેજી શૈલી સંપાદન કરવા ઇચ્છતો હોય તેણે ઍડિસનના પુસ્તકો પાછળ રાત ને દહાડા કાઢવા જોઈએ." જે પુરુષ જાતે બોલતો એક ભાષામા ને લખતો બીજીમાં, એવા ડૉ. જૉન્સન જેવા તત્ત્વજ્ઞ ને ટીકાકારના મુખમાના આ શબ્દો ઘણા ધ્યાન દેવા લાયક છે. નર્મદાશંકરના લેખોમા, 'કરણઘેલા'માં, 'કેશવકૃતિ'મા, દલપતીના 'ફેકારવ'મા સરળતા વગરના વાક્યો શોધવાનું કામ અતીવ કઠિન થઈ પડશે. પણ કાંઈક પાણ્ડિત્યપ્રદર્શનની ઇચ્છાથી તો કાંઈક પાણ્ડિત્યાતિશયથી, કાંઈક રસહીનતાથી તો કાંઈક પરસ્પર ચેપથી, શબ્દચમત્કારવાળી, સંસ્કૃતમયી, ને માત્ર આડમ્બરવાળી ભાષા ગદ્યમાં તેમજ પદ્યમાં બહુવા દાખલ થઈ છે, અને તેના પરિણામ વિષે ગુર્જર સાહિત્યમા માત્ર લેખકવર્ગ સિવાયનો વાચકવર્ગ બૂમો પાડી પાડી સમજાવે છે, પણ સમયની બલીહારી છે, દેખાદેખી દોષ છે, વખત હજી બગયો નથી—બગશે, અને બગશે એટલે લેખકો સમજશે કે ઓરડીમાં બેઠેલા એક ફિલસૂફને માટે નહિ (not for the philosopher in his closet) પણ શેરીમાં ફરતા માણસને માટે સુદ્ધાં (but also for the man in the street,) લેખો લખાય છે, ને તેથી શૈલી વિષે સરળતાનો ગુણ સર્વોપરિ ગણાવવોજ જોઈએ. અલબત, સાદાઈ વિષયપરત્વે છે; એક નવલકથા કે કાવ્યમા જે સાદાઈ આપણે ઇચ્છીશું તે તે એક નિબંધમા નહિ ઇચ્છીએ, અને તેમા ઇચ્છીશું તેટલી એક તત્ત્વજ્ઞાનના પુસ્તકમાં નહિ ઇચ્છીએ કવિતામાં પણ બધાને સમજવાનો અધિકાર જોઈએ એવી માન્યતાથી કાવ્યો લખાય તો તે અનિષ્ટ છે. આ સમ્બન્ધમાં એક ફકરો અસરકારક નીવડશે. Principal Shairp એની "Studies in Poetry and Philosophy" નામની ચોપડીમાં

(p. 76) કહે છે કે "while the language of prose receives new light and strength by adopting the idioms and phrases used in the present conversation of educated men, that of poetry may go further and borrow with advantage the language from cottage firesides. Who ever has listened to a peasant father or mother describing the last illness of one of their own children or speaking of those who were gone, without having heard from their lips words which, for natural and expressive feeling, were the very essence of poetry! Poets may well adopt these, for, if they trust to their own resources, they can write nothing equal to them." અર્થાત્ કેળવાયલા માણસો જે ભાષા વાતચીતમાં હાલમા વાપરે છે તે વાપરવાથી ગદ્યમા ચેતન ને જોસ્સો જ્યારે આવે છે, ત્યારે એથી પણ આગળ વધી કવિતામા, ઝુપડીમા વસતા કુટુમ્બોની ભાષા વધારે લાભકારક રીતે લઈ શકાય પોતાના એકાદ છોકરાના છેલ્લા મંદવાડ કે બીજાના મરણની વાત કરતા એક ખેડુત પિતા કે માતાને સાભળતા તેના નીજ સાથે ભાવિક ને સૂચક ભાવોની કવિતાના તત્ત્વરૂપજ શબ્દો એના ઓઠમાંથી નીકળતા કોને નહિ લાગ્યા હોય! કવિઓ આ શબ્દો ને આ ભાષા ગ્રહણ કરે તેમા તેમને લાભ છે. મીરા, નરસિંહ, પ્રેમાનદ, નર્મદ, દયારામ વગેરે કવિઓના વખતમા આત્મલક્ષી કવિતા નહોતી અને તેથી અંગ્રેજીમા Byron's 'Childe Harold' ને ગુજરાતીમાં કલાપી' વગેરેનાં સ્વાનુભવરસિક કાવ્યો છે તેવાં નહોતા, પણ તેમ એમ પણ ખરું કે આત્મલક્ષી હોવાના પડદા નીચે ગુચવણભરેલી ને કર્ણપ્રિય 'સંસ્કૃત' શબ્દોની ખોટી ભભકવાળી પણ શૈલી નહોતી. 'નરસિંહ મહેતાનાં પ્રભાતીઆં, ધ્રુવભીકૃત 'ધ્રુવાખ્યાન', પ્રેમાનદનાં 'અભિમન્યુ આખ્યાન', નરસિંહ મહેતાની હુંડી', ને નર્મદનાં કેટલાક કાવ્યો એવાં સરળ છે કે ભા-

છકથી શરૂ કરી વિદ્વજ્જન સુધી સહુ કોઈ સમજી તેમા યથાશક્તિ રસપાન કરી શકે 'કેકારવ', 'કુસુમકૃતિ', ને રા. રા નરસિંહરાવના ગણ્યા ને ગાંઠ્યાં કેટલાંક કાવ્યોમાં એ ગુણ જોવામાં આવે છે, એટલે છેક હાલના વખતમાં પણ કાંઈ નિરાશ થવાનું નથી પણ બહુધા એ ગુણ પ્રાચીન કવિઓમાં જોવામા આવે છે. ખરૂં છે કે પ્રાચીન કવિઓની શૈલી પર અંગ્રેજી કવિતાની શૈલીની છાપ પડી નહોતી. તેથી શું? ઉચ્ચ વિષયો પર લખનારા ને વિદ્યાની ઉચ્ચ છાપ ધરાવનારા લેખકો, છાપ વગરના માણસોના લેખો દબાવવા પ્રયત્ન કરે છે, અથવા તો કહેવાતી નીચલી પંક્તિના લેખો ઉત્તમ હોય તોપણ તેનો અનાદર કરે છે તે શું યોગ્ય છે? માન આપો કે ન આપો તોપણ *Survival of the Fittest*—શ્રેષ્ઠનું અતિજીવન, અથવા યોગ્યમાં યોગ્ય વસ્તુના ટકી રહેવાના નિયમ પ્રમાણે જે ખરૂં ઉત્તમ હશે તેને કાળના ઝપાટા ઓછાજ લાગવાના. ઉત્તમ, છતાં સાક્ષરોના લેખામા નહિ, એવા કેટલા બધાં સરસ હિંદુસ્તાની ગાયનો ઠેકઠેકાણે સામાન્ય લોકો ગાતા સંભળાય છે! સાધારણ જનસમાજ વખાણે છે, પણ સાક્ષરો અનાદર કરે છે, એવાં રા. દલપતભાઈ ધોળશાના કેટલાં ગાયનો છે તેનો ખ્યાલ ઉદાહરણથી આપવાની જરૂર નથી. કેટલાં બધાં શ્રી કૃષ્ણ સમ્બન્ધી લોકગીતો સ્ત્રીવર્ગમાં ગવાય છે, છતાં સાહિત્યમાં તે દાખલ થવા પામ્યાં નથી! પરતુ વસ્તુત કાગળ પર રહેવું ને અમર રહેવું કાંઈ એકજ નથી, લખાણો જોઈએ તેટલાં કાગળો પર ને જોઈએ તેટલા પુસ્તકાલયોમા હોય છતાં લોકપ્રિય થાય એવા ન હોય તો તે બધાં De Foeના અસરકારક શબ્દોમાં Dead, Dead, Dead—મૃત, મૃત, મૃત છે. તેમજ પ્રસિદ્ધિમાં ન આવેલાં છતા સમાજને રસથી આર્દ્ર કરનારા કાવ્યો ઘણે દહાડે તેમના કર્તાના નામ સાથે જોડાતા પણ કદાચ બંધ થશે, છતા ખરૂં જોતાં એજ અમરપટ્ટો ભોગવે છે, કારણ કે નામ માત્ર અમર થયે શું વધારે છે? સુક વિચાર ચિરસ્થાયી થાય એજ ખરૂં અમરત્વ છે

અપૂર્ણ

---

ગમાં વાળવાની શક્તિ તેનામા હોવી જોઈએ. એટલા બુદ્ધિબળની ઉપરાંત નીતિબળ પણ તેનામાં હોવું જોઈએ. ક્ષુદ્ર વિચારોને આડે આવવા ન દેતા નિષ્પક્ષપણે નિર્ણય કરવા જેટલી પ્રામાણિકતા તેનામાં હોવી જોઈએ, સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ તેને હોવી જોઈએ, એ વિચારના સગીનપણા ઉપર ભરોસો તેને હોવો જોઈએ, અહંતામમતાનો ત્યાગ તેણે કરેલો હોવો જોઈએ, અને લોકોમાં વાહ વાહ કહેવડાવવાના લોભથી તે મુક્ત હોવો જોઈએ" વગેરે, વગેરે, વગેરે.

"હોવો જોઈએ" ને "હોવી જોઈએ" ને "હોવું જોઈએ" ની આ ટીપ વાંચીને ગભરાવાનું કે નાઉમેદ થવાનું કાંઈ પણ કારણ નથી. એવો વાગ્વિસ્તાર કરવાની સરસ્વતી અને તેના ઉપાસકોને ટેવજ હોય છે. પણ તેથી ટીકાકારની ઊંચી પદવીના ઉત્સાહી ઉમેદવારે ડરી જવાની બીલકુલ જરૂર નથી. એ વિચારોમાં ઝાઝું સત્ત્વ નથી. ધારો કે એ સહૃદયતા વગેરે ગુણો ટીકાકારને જરૂરના છે એમ આપણે તકરારને ખાતર સ્વીકારીએ. હું પૂછીશ કે કયા ટીકાકારમાં એ ગુણો નથી હોતા? 'મ્હારામા એ સઘળા ગુણો છે' એમ ટીકાકાર જાતે છાતી ઠોકીને કહે છે, પુસ્તક વાંચવાની પણ ઝાઝી મહેનત લીધા વિના પાનાંનાં પાનાં ભરીને સંસ્કૃત શબ્દોથી ભરચક અને કોઇથી પણ ન સમજી શકાય એવુ અવલોકન લખી કહાડે છે, અને એ પ્રમાણે પોતાના કહેવાની સત્યતા ચોક્કસપણે સિદ્ધ કરી આપે છે, છતાં એનામા એ ગુણો નથી એમ કહેવુ એ સાહસ નહીં તો બીજું શું? માણસમાત્રમાં અમુક ગુણો ઈશ્વરે બક્ષેલાજ હોય છે, તે કોઈથી લઈ શકાતા નથી ને કોઈને આપી શકાતા નથી, અને તેનો ચાહે તેવી રીતે ઉપયોગ કરવાને તે સ્વતંત્ર છે. માણસનામાં—ટીકાકારમાં સહૃદયતા હોવી જોઈએ એ ખરૂં હશે. પણ આ વિશ્વમાં કયો માણસ સહૃદય નથી? કોને હૃદય નથી? હૃદય વિના માણસનાં જીવનનો વ્યાપારજ કેવી રીતે ચાલી શકે? ટીકાકારને લાગણી હોવી જોઈએ એમ જો કહેવામા આવે તો તે પણ કયા મનુષ્યમા નથી હોતી? આપણે આપણા મિત્રોને ચાહીએ છિયે, આપણું ભલું કરનાર તરફ ઉપકારવૃત્તિથી જોઈએ છિયે, આપણા શત્રુઓને ધિક્કારીએ છિયે, આપણું

જૂઠું કરનારની જૂઠાઈ ધ્યાનમા રાખીએ છિયે, અને વખત આવે તે સઘળાંનો બદલો વાળવા ચૂકતા નથી. અવલોકનકાર તરીકે આપણા મિત્રોને આસમાન પર ચ્હડાવીએ છિયે, શત્રુઓને પાતાળમા પેસાડીએ છિયે, અને મુરબ્બીઓ તરફ—પ્રતિષ્ઠિત પુરષો તરફ—માનની નજરથી જોઈએ છિયે, અને તેમની કૃતિઓના આંખ મીંચીને વખાણ કરીએ છિયે, એતો મનુષ્યનો સ્વભાવિક ધર્મ છે. એમાં એને યોગ્યતા મેળવવાની શી છે!

( અપૂર્ણ. )

---

# संस्कृत भुवनदीपकनुं भाषांतर.

( ચાલુ પુ. ૪૮. પૃ. ૩૪૭ થી. )

जु पृथक ग्या दिवसतणी पृछा करि मूहनइं काहलूनूं दिवस किहवु गीउ लग्न नवांशि हूतु लग्नतणा बारमा भावतणूं अंश विचारी रुडूं कहिवूं ।

મૂહનઈ—મને. કાહલૂનૂ—ગઈ કાલનુ. કિહવું—કેવું.

हवइं मास फल बोलीशि ।

( પાનાની ઉપલા ભાગની બે ત્રણ લીટીઓનો ભાગ ફાટી જવાથી સમ્બન્ધ તૂટે છે )

रूडूउ दीशइ तु रूडू कहिवूं । विरूउ दीशि तु विरूउ कहिवूं ।

વિરુઉ—માઠું

जु रोगीयातणी पृछा लग्नतणूं आधिपति मृत्युतणूं अधिप आठमा तणी पोलि त्रीजी वारिं आवइ शुफल कहिवूं ।

( અહિં મૂળમાં એક પત્ર ખૂટે છે. પત્રાંક દસ પછી પત્રાંક બાર આવે છે ).

पुण्य जु भवनि कर्म भवनि वृत्तिं भवनि मृत्यु भवनि येह वारिं लग्नाधिपतणी दृष्टि हुइ तिह वारिं तिशु भाव जाणिवूं ।

लग्नपति लग्न तु छठु हुइ पृछकनि कार्य करतां इशुं हुइं आपणपा माहि विर हुइ ।

जु आठमइं हुइ तु मृत्यु कहि । बारामिं हुइ तु व्यय कहिशि ।

जु लग्न स्थिति बुध चंद्र हुइ तु अनइं क्रूर ग्रह दीशि तु लाभ निःफल हुइ पछइ वली अनर्थ कहिवूं ।

गर्भिणी स्त्रीतणूं प्रश्न बोलीशइ ।

નિઃફળ—ફળ વગરનું. અનર્થ—નકામું.

जु पांचमा स्थानकतणूं अधिप अण विण हुइ । अनइं आदेखि तु इशुं जाणिवूं । प्रसव निःफल हुइ ।

हवइं गर्भतणूं आरोग्य गर्भतणूं प्रसवतणूं स्वरूप बोलीशि ।

गर्भतणइ कुशल पृश्नि गर्भाधिपति गर्भ न देखेइ । अनइ क्रूर ग्रह देखइ । तु शूं कहेवूं । गभ पडशि ।

पृछा लग्नि गर्भ तणइ प्रसवि किमहिं विंहु रेखा च्यारि ग्रह युग्म हुइ तु विछोरु हुइ ।

બિહુ—બે. યુગ્મ—સાથે.

બિછોરૂ—બે છોકરા, જોડવા છોકરા

गर्भतणा मासतणी पृछा ।

लग्नतु सातमि स्थानकि शुक्र हुइ तेतला मास कहिवा । जु दसमि अग्यारमि शुक्र हुइ तु पांचमा स्थानक हूतु गणिवूं

परणीधरी स्त्रीतणूं स्वरुप बोलीशि ।

પરણીધરી—પરણેલી ને રાખેલી ?

जु लग्न तणइ स्थानकि सौम्य ग्रह हूइ । तु धर्म कहिवी । सातमि स्थानकि सोध्यक हुइ तु परिणि कहिवी ।

जु क्रूर ग्रह स्थानकि हुइ तु वि कांहिवी । पण अेक सुख-

दायनी वीजी पाछिलइ कालि सुख दिइ।

हवइं विप कन्यानूं स्वरूप बोलीशि । जु पृछा हुइ अथवा जन्म हुइ तिहवारिं छठि स्थानकि वि सौम्य ग्रह अेक क्रूर हुइ तु ते विषकन्या कहिवी ।

हवइं भावांतर ग्रहतणूं फल बोलीशि ।

जु ग्रही राशी तणि नवमि अंश जाइ पृछा जीणी राशि जाइशि । तेह राशितणूं फल दिइ विवाह कार्य छेहली राशि घडीतणूं फल दिइ । विवाह कार्यतणूं विचार कहिशइ ।

जु क्रूर ग्रह मूर्त्ति उच्च हुइ तु कलत्रनि विनाश करिं । जेणि कारणि उच्चथिकु हेठी दृष्टि देखइ नहीं ।

કલત્રનિ—વહુને.

विवाह जयनूं बोलीशि ।

जु विवाह तणि पृछा क्रूर ग्रह लग्नि हुइ तु जीपि । पण ग्रह आथिमु हुइ अथ नीच हुइ तु वाद न जीपइ ।

જીપિ—જીત. જીપઇ—જીતે. આથિમૂ—આથમ્યો.

जु मूर्त्ति मातमइं (?) वि क्रूर ग्रह हुइ तु घणा दिवस झगड हुइ । जु वलवंत हुइ । हुइ तु जाते दोहाडे अवल जीपि ।

जु लग्नि किमहि सातमि स्थानकि क्रूर ग्रह दीशिइ तु आपण पामाहि उठीनी कठारी आवि ।

કિમહિ—કેમે કઠારી—કટારી.

व्रत तणे लग्नि पदि य पेसण तणे लग्न प्रतिष्टा + + अेह दशमूं कहिवूं

जु लाभ तणि पृछा योग न दीशइ ।

पण नवमूं स्थानक तेणइं हुइ तु कार्य विनाश करि । ति

वार हुइ तु शत्रुतणइ क्षेत्र अथवा मित्र तणइ क्षेत्रि जाइ तिह्यारि कार्यसिद्धि कहिवी ।

तिह्यारि—त्यारे.

जु पूछा लग्नि छठु आठमु चंद्र क्रूर सरसु नुहि अनइ क्रूर दीठुं नुहि अबल क्रूरसुं अथवा अबल क्रूर देखइ तु मृत्यु करि ।

नुहि—न होय

विवाहादिक क्रूर ग्रह लग्नि हुइ तु राजा थय क्रुरि ।

ग्राम ग्या तणि पूछा ।

जु मूर्त्ति क्रूर ग्रह हूतु वाधु पण मारिज नही

जु किमहिं सातमि आथमइं क्रूर ग्रह दीशइ तु शूं कहिवूं विणठु वाधु हुइ । जु किमहिं सातमि आठमि दीसइ तु शूं कहिवूं वाधु पण मेहल्यु

जु किमहिं—जो कदाच विणठु—नाश पाम्यो.

हवइं मास तणूं जाइवूं आइवूं बोलीशि।

चतुर्थे दशमे वापि यदि सौम्य ग्रह दीसि तु मासनूं क्रूर ग्रह हुइ।

वापि—अथवा, पण.

जिह वारि चुथा हूता पांचमा आठमा दशमा हूता अग्यारमा आवइं सुवेला जांणी जाइवूं कहिवु ।

सुवेला—सारु मुहूर्त.

जु किमहि गामंतरा आवतु पूछइ तिह वारिं चंद्रमा केंद्र हुइ तु बीजिं स्थानकि जाइ तिह वारिं आवतु कहिवु । पण सातमइ केंद्र मूंकी आठमइ जाइ तिह वारिं मृत्युयोग पडइ । पण वली आठमा हूता नवमइ जाइ तिह वारिं आवतु कहिवु ।

मृत्यु योग—मृत्यु उपजावनारो योग.

जु चंद्रमा लग्न थु सातमि हुइ तु शूं कहिवू । जु माश्री हुइ तु नवमा स्थानक तणुं अधिपति दशमि जाइ तिह वारिं आवतु कहिवु

पृछातणुं लग्न चर हुइ चर अंशु हुइ अनइं चर अंशु चंद्रमा बुग्न हुइ तु पृछा करतां घरिं आवइ ।

हवइं मृत्युयोग कहीशि ।

- रोगीया तणी तु पृछा सातमि वारमि बीजि क्रूर ग्रह हुइ अनि छठि आठमि ते क्रूर सग्नु, चंद्र हुइ तु मृत्युयोग कहिवु ।

जु किमहिं लग्नि आदित्य हुइ सातमइ चंद्र हुइ तु मृत्युयोग जाणिवु ।

આદિત્ય—સૂર્ય.

हवइं दुर्गभंग बोलीशि ।

कटक तणी पृछा करि तु इशूं कहिवूं अनेरि झगडि झूझि विगरी मारिवा जु एतलइ प्रकारि क्रूर ग्रह मूर्त्ति हुइ तु जीपइ । लग्न क्रूर तणी दृष्टि पडइ तु हारइ । किमहिं सातमइं क्रूर न हुइ तु लग्न पति वारमि बीज इ आठमइ हुइ तु दुर्ग भाजइ । अनेरा येके सारीखा कार्य हुइ तेहे जु मूर्त्ति क्रूर हुइ तु रुडुं । सौम्य हुइ तु पाडूऊं ।

કટક—લશ્કર, સૈન્ય. ઝૂઝિ—યુદ્ધમાં.
પાડૂઊં—ખરાબ. વિગરિ—વૈરી યેકે—જે કાંઈ.

जु चोरीतणि प्रश्नि अनेरा सौम्य ग्रहतणा फल दीशीइं तु इशूं जाणिवूं चोरी टलतु अनेरु कांइ लाभ हुशइ । अनइं कुशलिं आवइ । पण चोरी नहीं फावइ ।

સૌમ્ય—સારા.

हवइं लिहणूं देवूं झगडु विरीतणूं मारिवूं धातु कहिवुं अ-नेरु येके क्रूर कर्म करिवां तेह पृछा फल बोलीशि ।

एतलि कार्य सिधुइ मूर्त्ति क्रूर ग्रह हुइ तु भलु । क्रूर-तणि दृष्टि लाभी । सोम्य दृष्टि मूर्त्ति भली सोम्य ग्रह लाभु । क्रियाणा वीकवा पुहरवा लाभ छे हु बोलीशि ।

क्रियाणा—करियाणुं वीका—वेचवु. पुहरवा—वहोरवुं.

तुला लग्नतणा अधिपतितणूं वल लेवूं जेह कारणिं अ-ग्यारमूं स्थानक लाभदायक जोइ तु लेवारिवूं । जु लग्नाधिपति उदितु हुइ लग्न देखि नीच न देखइ तु क्रियाणूं लेवारिवूं । तेह क्रियाणा लीधा माहि लाभ हुइ । लग्न वस्त वीकतां अग्यारमा भुवनतणा अधिपतितणूं वल लेवूं । जेह कारिणी अग्यारमूं स्थानक लाभदायक जाणिवूं । अथवा कोएक क्रियाणा लेवां । संग्रहवा तणि पृछा कहइ ।

उदितु—उदित. क्रियाणू—करियाणुं

(અહિ મૂળમા બે પત્ર ખૂટે છે, પત્રાંક ૧૭ પછી પત્રાંક ૨૦ આવતાથી લખાણનો સમ્બન્ધ તૂટે છે).

ति वारि मृत्यु जाणिवूं । किमिहिं लाभाधिपति मृत्यु तणूं अधिपति बेहु मृत्यु भवनि आवइ तिहवारि एकि द्रोकाण हुइ तु निश्चित मृत्यु कहिवूं ।

जु किमिहि लग्नाधिपति लाभतणूं अधिपति बेहु लाभ स्था-नि एकि द्रोकाण हुइ । पृछक पृछा करतां लाभ कहिवूं ।

जु पुत्र तणि पृछा लग्नतणूं + + + *

* પત્રાંકનો થોડો ભાગ નાશ પામવાથી તેમ અક્ષરો ઘસાઈ જ-વાથી થોડોક ભાગ બરોબર નહિ વચાવાથી તે લખ્યો નથો.

સુધી વધે છે તેથી તેને હોળીની વાટ કહે છે એવું જે આપના ચર્ચાપત્રીએ લખ્યું છે તે કદાચ સત્ય હશે. આકાશગંગાનું શ્વેત ધાબું ધોળા રૂની વાટ સાથે સાદૃશ્ય ધરાવતું હોવાથી, તેમજ આકાશગંગાનો પટ તેના આખા વિસ્તારમાં એક સરખી પહોળાઈનો અને પ્રકાશવાળો નહિ હોવાથી, અર્થાત્, તેમાં કેટલેક સ્થળે તારાઓનો ઓછો જથો આવેલો હોવાથી તેમજ પૃથ્વીની પોતાની કક્ષામાં—ચલનમાર્ગમાં—વાર્ષિક ગતિને લીધે વર્ષના જુદા જુદા ભાગમાં આકાશી પદાર્થો—તારા વગેરે—પોતપોતાનું સ્થળ દિનપ્રતિદિન બદલતા હોઈ તેમ ખસતા માલમ પડતા હોવાથી, અગર એવા બીજા કોઈ પણ કારણથી, આકાશી ગંગાના પૂર્વોક્ત બે ફાંટાઓ પૈકી ગમે તે ફાંટો—પોતાનો ધડ—અને અતિપ્રકાશિત ભાગ—પ્રેક્ષકના શિરોબિન્દુએ આવેલો હોવાથી તેને (રૂની વાટને) વધેલી ધારશે અને તે ઉપરથી ચર્ચાપત્રીએ લખેલી વાયકા ઉપસ્થિત થયેલી હશે એવું અનુમાન થાય છે.

(અપૂર્ણ)

---

## વિદ્યાર્થીઓનું આનંદપર્યટન.

ગયે વર્ષે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓને આનંદપર્યટન સારૂ અમદાવાદથી મૅથેરાન સુધી લઈ જવામાં આવ્યા હતા, તેમ ગયા મે માસમાં ભરૂચ યુનિઅન હાઇસ્કૂલના ૨૦૦ શિષ્યોને વડોદરે લઈ જઈ સંગ્રહસ્થાન, રાજમહેલ, કમાટીબાગ વગેરે નિરીક્ષા કરવા લાયક ચીજો તથા સ્થળો બતાવવામાં આવ્યાં હતાં. નર્મદામાં એક વખત તેમને હોડીની સહેલ પણ કરાવી હતી. ગાયકવાડ સરકાર, મેસર્સ કિલિક નિક્સનની કંપની તથા બી. બી. સી. આઈ. રેલવે કંપની તરફથી તેમને બનતી સગવડ આપવામાં આવી હતી.

પદાર્થોનું જાતે અવલોકન કરવાથી શિષ્યનું મગજ વિશેષ ખીલે છે, તેથી આવા આનંદપર્યટનો બેશક લાભકારક છે.

---

# કેળવણીખાતાની ખબરો.

## જાહેર ખબર.

( મે. ઉ ભા ના એ ઇ સાહેબના તા ૧૩ મી જુલાઈ ૧૯૧૨ના હુકમ ન. ૫૦૦૮ ઉપરથી ).

ગુજરાતીમાં ' આરોગ્યવિદ્યા ( સૅનિટરિ પ્રાઇમર ) ' ( બીજી વચગાળે છપાયલી પ્રત ) તેમા ચેઢેના શુદ્ધિપત્ર સાથે નિશાળોમા તથા લોકોને આપવાની ડિરેક્ટર ઑવ્ પબ્લિક્ ઇન્સ્ટ્રક્શન સાહેબે મજુરી આપી છે. એ ચોપડીની કિંમત રૂ ૦–૧–૩ ( એક આનો ત્રણ પાઈ ) છે

P. Lory,
એ ઇ ઉ ભા.

---

## જાહેર ખબર.

સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા, સને ૧૯૧૨.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો અને આ-- શિક્ષકોને ખબર આપવામા આવે છે કે આ કૉલેજમા દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તા ૨૮ મી માહે ઑક્ટોબર સને ૧૯૧૨ ના રોજ સદરહુ કૉલેજના મકાનમા સવારના ૧૧ વાગેથી લેવામા આવશે, માટે જે સ્ત્રીઓને પરીક્ષામાં દાખલ થવુ હોય તેમણે ખબર મોકલવા બંદોબસ્ત કરવો.

પરીક્ષા કન્યાશાળાના પાચમા ધોરણ પ્રમાણે લેવામા આવશે ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કર વામા આવશે નહિ.

ઉમેદવારના વાલીએ સને ૧૯૧૧ ના મે માસના શાળાપત્રના ૧૭૫ મે પાને બતાવેલા નમુના પ્રમાણે છાપેલા ફૉર્મમા ઉમેદવારની હકીકતનું પત્રક તા. ૧૩ મી માહે ઑક્ટોબર સને ૧૯૧૨ સુધીમા અમને મળે એવી રીતે મોકલવુ અને તે સાથે ઉમેદવારની સારી ચાલ ચલગત માટે બે પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટિફિકેટ મોકલવુ છાપેલા ફૉર્મ અહિંથી મળશે.

જે ઉમેદવારના ધણી પુરુષ માટેની ટ્રેનિંગ કૉલેજમા ભણતા હોય અગર દાખલ થવા ઇચ્છા હોય તે બાબતની હકીકત પત્રકમાં જણાવવી.

ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીને મે એન્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ તા. ૧૦ મી માહે જુલાઈ સને ૧૯૧૨. *M. E. chubb*

લેડિ સુપરિન્ટેન્ડન્ટ

મ. ટ્રે. કૉ ફોર વિમેન-અમદાવાદ.

---

## જાહેર ખબર.

રા. સા. માધવલાલ હરિલાલ સ્મારક ઇનામની જાહેર ખબર.

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ભરૂચ અને સુરત જિલ્લા અને સુરત એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને માધવલાલ હરિલાલ સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦ ) ના પુસ્તકો અથવા શિક્ષણનાં સાહિત્ય આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ ગોઠવણ કરી છે .

પરીક્ષા તા ૨૭-૯-૧૯૧૨ ના રોજ ઓઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રૅક્ટિસિંગ સ્કૂલમા તે કૉલેજના લેડી સુપરિન્ટેન્ડન્ટ અને અને પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ લેશે પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક પહેલા જાહેર કરવામા આવશે.

સઘળી અરજીઓ તા. ૧૨-૯-૧૯૧૨ સુધીમા પોતાના જિલ્લાના ડેપ્યુટિ સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના લેડિ સુપરિન્ટેન્ડન્ટ તરફ મોકલવી.

પાચ વર્ષ ઉપરની અને પદર વર્ષ અદરની નોકરીવાળા શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે. તા. ૧૦-૭-૧૨ *M. E chubb,*

લેડિ સુપરિન્ટેન્ડન્ટ, મહાલક્ષ્મી

ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન,

અમદાવાદ.

---

## જાહેર ખબર.

ઉ. ભા ના મે. એ. ઈ સાહેબના તા. ૨૦ મી જુલાઈ ૧૯૧૨ ના હુકમ ન ૭૩૫૫ ઉપરથી.

'ગુજરાતી ભાષાના વ્યાકરણ'ની બીજી આવૃત્તિ તેમાં ચોઢેલા છાપેલા શુદ્ધિપત્ર સાથે નિશાળોમા તથા લોકોને આપવાની ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે મજુરી આપી છે એ ચોપડીની કિંમત રૂ. ૦-૧-૯. ( એક આનો નવ પાઈ ) છે P. Lory,

એ. ઈ. ઉ. ભા.

## જાહેર ખબર.

### કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

( ચાલુ પૃ ૨૮૦ થી )

આ પરીક્ષા સાતમા ધોરણમા થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવુ

૨ સન ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમા નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપતા જણાવવુ કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કાંઈ ખોડખાપણ નથી, ને ચાલચલગત સારી છે ચાલચલગતની બાબતમા ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મેહતાજીઓએ સર્ટિફિકેટ આપવુ.

૩ સર્ટિફિકેટમા ઉમ્મરના વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવુ નહિ.

૪ સત્તર વર્ષ કરતા નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કૉલેજમા દાખલ કરવામા નહિ આવે

૫ બાવીશ વર્ષ કરતા મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમા દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે તેઓ ઊચે નબરે પાસ થશે તોપણ તેમને કૉલેજમાં સ્કૉલરશિપ આપી દાખલ કરવામા આવશે નહિ

૬ જે ઉમેદવારે પરીક્ષા પેહેલા બાર માસમા એક કરતા વધારે મેહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાના સર્ટિફિકેટ લાવવા. ચાલચલગતની બાબતમા તો પરીક્ષા પેહેલા એક માસ અગાઉનુ સર્ટિફિકેટ ખાત્રીલાયક ગણાશે

૭. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામા આવશે, માટે તેઓને આહિં વધારે વખત રોકાવુ પડશે

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામા આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમા રહેતા તેના લાગતા વળગતા તરફથી

અગર સ્કૉલરો તરફથી તે મળી શકશે. કારણ કે તારીખ મુકરર થયેથી તુર્ત કૉલેજના નોટિસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજ,
તા ૨૨ માહે જૂન, સન ૧૯૧૨

B H. Buch,
પ્રિન્સિપલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

---

( ઉ. બા ના મે. એ ઈ• સાહેબના તા ૯ મી જુલાઈ ૧૯૧૨ ના હુકમ ન ૮૮૦૩ ઉપરથી ).

જાહેર ખબર.

કેળવણીખાતુ
કિલ્લે મુબઈ, તા ૫ મી જુન ૧૯૧૨.

ન ૧૩૯૦—વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના નિયમો તથા અભ્યાસક્રમવાળી તા. ૧૨ મી નવેંબર સને ૧૯૦૭ ની ન ૧૯૪૫ ની સરકારી જાહેર ખબરના પરિશિષ્ટો च અને क મા નીચેના ફેરફારો સરકારે મજુર કર્યા છે, તેથી તે સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામા આવે છે.

પરિશિષ્ટ च.

( ૧ ) પહેલા વિષયમા "૪• ( अ ) અંકગણિત પૂરૂ" એમ છે તેને બદલે "૫૦ ( अ ) અંકગણિત પૂરૂ, રેષામાપ, ઘનફળ, તથા ઘનફળ ઉપરના પ્રશ્નો સાથે" એમ મૂકવુ એજ વિષયમા (ब) અને (क) સામે "૩૦" નો આંકડો છે તેને બદલે "૨૫" વાચવા.

( ૨ ) ટીપમાના નીચલા શબ્દો કમી કરવા.—

'( ૧ ) ઔપપત્તિક ( theoretical ) માપકરણુ ઐચ્છિક વિષય તરીકે લઈ શકાશે—ગુણુ ૫૦"

પરિશિષ્ટ क

( ૩ ) સર્ટિફિકેટના નમુનામાંથી "માપકરણ ( ઐચ્છિક )" એ શબ્દો કમી કરવા.

ઉપના ફેરફારો સને ૧૯૧૩ થી અમલમા મૂકવામાં આવશે.

નામદાર ગવર્નર-ઇન-કાઉન્સિલના હુકમથી
સહી / J. L. Rieu,
સેક્રેટરી નિસબત સરકાર.

## નિશાળોનાં ઇનામપત્રક.

કલવાડા—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૨૦) મીઠાઈ રૂ. ૪) **માંડવા** કન્યાશાળા—ગામ લોકો તરફથી મીઠાઇ. રૂ. ૩-૦-૦ **બુહુધાન**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૪૫) **કોસમ**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૨૪) **ભગોદ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૪-૧૪-૦ મીઠાઈ રૂ ૧-૮-૦ **ડાભેર**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૭) મીઠાઇ રૂ ૮) **કરજ**—ઇસમાઈલજી સુલેમનજી તરફથી મીઠાઇ તથા છીંટ રૂ ૫) **ઠવ**—ગામ લોકો તરફથી છોકરાને માટે ચોપડી રૂ ૨૨) દાદાભાઈ ફરામજી મીઠાઈ. રૂ ૧૦) **હરીઆ**—ગામ લોકો તરફથી મીઠાઈ તથા ઘડીઆળ મળી રૂ. ૧૫) **અછારણ**—ગામ લોકો તરફથી ભોજન કરાવ્યું રૂ. ૧૯-૧૦-૦ **દુઝેલી**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૦) મીઠાઇ રૂ ૫) દૂધ કલગી રૂ ૫) **વડોલી**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૫-૮-૦ મીઠાઇ રૂ ૧૫) **કતારગામ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૪૫) **અડાજણ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૨૯-૮-૦ પતાસા રૂ ૯-૮-૦ દૂધ રૂ ૩-૧૨-૦ **ઉરડી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૨) **ખજોદ**—બહેરામજી નવરોજજી મીઠાઇ રૂ ૫) શેઠ જહાંગીરજી ભીખાજી દલાલ પુસ્તક રૂ ૧૫) પટેલ આવકરાદ મેરમન મીઠાઈ રૂ ૧૦) ગામ લોકો તરફથી કસરતનો સામાન રૂ ૬) **કછોલી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૦) **સેજવાડ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૦) મીઠાઈ રૂ ૫) કપડા રૂ ૫) ઇનામ કાળીપરજ રૂ ૫) ભોજન રૂ ૧૩) **ચરવાસણા મુબા તા જલાલપોર**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૧૨) **સરોણ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૭) ઘડીઆળ રૂ ૧-૧૨-૦ પેન રૂ ૧-૪-૦ **વાસેડ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૭) સ્લેટ વગેરે રૂ ૪-૮-૦ **નોગામા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૮-૯-૦ **મોગરાવાડી તા. વલસાડ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૨૦) **ઊદવાડા**—ગામ લોકો તરફથી ભોજન ઘડીઆળ રૂ. ૧૫) **ભાડુત**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૨૦) ઘડીઆળ રૂ. ૧૦) **ઓરગામ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૭-૮-૦ પુસ્તકોના ઇનામ રૂ. ૧૦) **બુહારાડા**—કલ્યાણ રણછોડ તર-

ફથી ભોજન રૂ ૭) **પીંજરત**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૦) મીઠાઈ રૂ. ६) **દેગામ કન્યાશાળા**—ભુલાભાઈ ગાડાભાઈ તરફથી દર વરસે રૂ ६) ઇનામના **દેગામ મુખ્ય શાળા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ६१) **નીણત**—કુવરજી નરસઈ સરભણ પતાસા રૂ ૩) ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૨૫) **છરવાડા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૦) મીઠાઈ રૂ. ૪) **લેસાણુ**—શેઠ માણેકજી જીવણજી મીઠાઇ રૂ. ૨૬-૧૨-૦ છબી રૂ ૩-૧૨-૦ **ભટાઇ**—મહમદભાઈ હાસમભાઈ લુગડા રૂ ૮-૬-૦ ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૦-૪-૦ **સરલોણ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૨૭-૪-૦ કુવરજી નરસીંહ તરફથી કાપડ રૂ. ૫-૪-૦ મીઠાઈ રૂ ૧૨-૧૨-૦ **કોપરળી**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૦) કપડા રૂ ૩) મીઠાઈ રૂ ૭) **સાલેજ**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૩૦) **પલસાણા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૮-૮-૦ ઇનામ રૂ. ૧૩) **નરથાણ**—ગામ લોકો તરફથી ભોજન તથા મીઠાઈ રૂ ૧૨-૮-૦ **ભદ્દેલી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૩૫-૮-૦ **કુંભારીઆ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૩) મીઠાઈ રૂ ૯) **સુપા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૫) મીઠાઈ રૂ ૫) ભોજન રૂ ૨૫) **પચલાઈ**—ગામ લોકો તરફથી ભોજન મીઠાઈ રૂ ૧૫) **અટીર**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૨૧) **આર**—ગામ લોકો તરફથી મીઠાઇ કપડા રૂ ૧૫) **મુનસાડ**—ગામ લોકો તરફથી મીઠાઈ ચોપડી રૂ. ૧૮-૪-૦ **સાલેજ**—ગામ લોકો તરફથી ભોજન રૂ. ૩૦) **મોટા વરાછા**—ગામ લોકો તરફથી ઘડીઆળ મીઠાઈ રૂ. ६૫-૦-૦ બાળકૃષ્ણજી વીરભદ્રજી જાગીરદાર સગ્રહસ્થાન રૂ ૧૦) **ગોરધા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૭) **સીથાણ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ ૧૧) **ચટવાસણ-સુપા**—કસ્તુરચંદ ધનાજી તરફથી ઘડીઆળ રૂ ૧૩-૦-૦ મીઠાઇ રૂ ૨૦-૧૨-૦ કુવરજી નથુભાઇ તરફથી મીઠાઇ રૂ ૩-૧૨-૦ **હાંસાપોર**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૫) મીઠાઇ રૂ ૯) **કમ્બોલપોર**—ગામ લોકો તરફથી ઘડીઆળ તથા મીઠાઈ રૂ ૧૩) **કુદીઆણા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૧૯-૧૪-૦

( અપૂર્ણ )

---

REGISTERED NO. B. 43.

અંક ૬ઠ્ઠો. પુસ્તક ૫૨મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુન, ૧૯૧૩

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ



---

તંત્રી ( ઑગસ્ટ, ૧૯૦૨ થી )–અને

પ્રકાશક–રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રિન્સિપાલ, મે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ કંપની લિ.ના મેનેજર મોહનલાલ મુલચંદ શાહે છાપ્યું.

## રસનો આસ્વાદ.

ઉપર કહ્યા પ્રમાણે સામાજિક કે વાચકના મનમાં વાસનારૂપે રહેલા સ્થાયિભાવનો સામાન્ય સંબંધથી ગ્રહણ કરાયલા વિભાવાદિના સંયોગથી વ્યંજનાવૃત્તિ કે ધ્વનન વ્યાપાર વડે જે આસ્વાદ તેજ રસ. આલમ્બનવિભાવ વૃક્ષના અંકુર જેવો, ઉદ્દીપનવિભાવ કદલ એટલે નવો ફણગો ફૂટ્યો હોય તેના જેવો, ને રસ એ પલ્લવના જેવો છે આથી આલમ્બનવિભાવથી અંકુરિત થયલો, ઉદ્દીપનવિભાવથી કન્દલિત થયલો, અનુભાવથી પ્રતીતિમાર્ગમાં આવેલો, અને વ્યભિચારિભાવથી પલ્લવિત થયલો સ્થાયિભાવ તે રસ, એમ સમજવાનું છે. એ આસ્વાદ પાનકરસન્યાયે થાય છે જેમ મરી ખાંડ, આમલી કપૂર આદિનો પીવાનો રસ બનાવ્યો હોય, તો તેમાં જુદી જુદી ચીજોનો સ્વાદ હોય છે તેનાથી તે પાનકનો-શરબતનો જુદોજ સ્વાદ આવે છે, જેમ તેના નાના રસોનું પૃથક્ ભાન થતું નથી, પણ સર્વનું પાનકરસ તરીકેજ ગ્રહણ થાય છે, તેમજ વિભાવાદિથી સમિશ્રિત છે તોપણ સર્વનો રસ તરીકેજ આસ્વાદ થાય છે, વિભાવાદિથી વિલક્ષણ અલૌકિક આસ્વાદ થાય છે.

## અલૌકિક ચર્વણા.

રસની ચર્વણા કે આસ્વાદ અલૌકિક છે, અર્થાત્, લોકમાં જે આનંદ માલમ પડે છે તેના જેવો નથી, પણ બ્રહ્મચિન્તનના આસ્વાદ જેવો છે. એ એવો આનંદ છે કે એ આનંદનો ઉપયોગ થાય છે તે વખતે વેદ્યાન્તર-અન્ય વેદ્યવસ્તુજ મનમાં રહેતી નથી. મનમાંથી સર્વ વેદ્યવસ્તુઓ એ ચર્વણાને વખતે જતી રહે છે. જેમ બ્રહ્માનંદ યોગીના ચિત્તમાં હમેશ હોય છે તોપણ જ્યારે તે લાંબો સમય સમાધિ ચઢાવે છે ત્યારે તેને પ્રાપ્ત થાય છે, સમાધિ પહેલાં કે પછી નહિ; તેમ કાવ્યની ખુબી સમજવામાં ચતુર સહૃદયના હૃદયમાં વાસનારૂપે સૂક્ષ્મતાથી રસ રહ્યો હોય છે, તોપણ કાવ્યમાં વિભાવાદિના અનુસંધાનથી એ વાસનાને મનમાં ગુપ્ત રાખનાર આવરણનો ભંગ થાય છે ત્યારે વ્યંજનાવૃત્તિથી રસ વ્યંગ્ય થતા છે. એ આસ્વાદ એવો અલૌકિક છે કે તે સમયે અન્ય વેદ્યવસ્તુજ મનમાં રહેતી

નથી, મન કેવળ તેમાંજ લીન થાય છે, માટેજ એ આસ્વાદને આલંકારિકો- એ બ્રહ્માસ્વાદસદૃશ કહ્યા છે. ફેર માત્ર એટલોજ છે કે બ્રહ્માસ્વાદ યોગથી પ્રાપ્ત થાય છે અને રસ વિભાવાદિના અનુસંધાનથી થાય છે આ પ્રમાણે એ આસ્વાદ અલૌકિક છે-સંસારસુખના આસ્વાદથી વિલક્ષણ છે સકલ સહૃદયના હૃદયને જે અનુભવ થાય છે તેજ એ રસ- પ્રતીતિનો સાક્ષી છે.

## વિભાવાદિ એ રસના કારક હેતુ નથી.

રસ એ વિભાવાદિનું કાર્ય નથી, એટલે વિભાવાદિ એનો કારક હેતુ નથી–એને ઉત્પન્ન કરતા નથી, કેમકે નટને વિષે વિભાવાદિથી તે ઉત્પન્ન થઈ શકતો નથી રસાસ્વાદ વિભાવાદિના પરામર્શથી થાય છે અને એ પરામર્શ ન હોય ત્યારે થતો નથી, તોપણ વિભાવાદિનો પરામર્શ રસનું કારણ નથી; કેમકે કારણ હોય તો તે નિમિત્તકારણ થઈ શકે, અને નિમિત્તકારણનો નાશ થાય છે તોપણ કાર્ય જોવામાં આવે છે, પણ રસનું જીવન તો વિભાવાદિપરામર્શ થાય છે ત્યાસુધીજ છે વળી રસ વિભાવાદિપરામર્શનું કાર્ય હોય તો તેનો આસ્વાદ વિભાવાદિપરામર્શની સાથેજ ન થાય, કેમકે કારણ ને કાર્ય સાથે હોઈ શકતા નથી, કારણ પૂર્વે હોય છે અને કાર્ય પછી થાય છે રસ એ આ પ્રમાણે કાર્ય નથી, તોપણ એને કાર્ય કહી શકાય, કેમકે એની નિષ્પત્તિ થતી નથી, એના આસ્વાદની–એની ચર્વણાની– નિષ્પત્તિ થાય છે અને તેનો ઉપચાર રસને કરવામાં આવે છે.

## વિભાવાદિ એ રસના જ્ઞાપક હેતુ નથી.

રસ જ્ઞાપ્ય નથી, કેમકે લૌકિક પ્રમાણોથી એનું જ્ઞાન થતું નથી. આ પ્રમાણે વિભાવાદિ રસના કારક હેતુ નથી ને જ્ઞાપક હેતુ પણ નથી, પણ રસાસ્વાદમાં ઉપયોગી હોવાથી એને અલૌકિક હેતુ કહે છે અને એથી રસનું અલૌકિકપણું વ્યક્ત થાય છે.

## દુઃખરૂપ રસો આનંદ શા માટે આપે છે ?

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કરુણ, બીભત્સ, ભયાનક–એ રસો દુઃખરૂપ છે તો એ રસ શી રીતે કહેવાય ? સમાધાન એવું છે કે રસના

આનન્દનું રૂપ એવું છે કે આનંદ વખતે અન્ય વેદ્ય વસ્તુ મનમાં રહેતી નથી; એમાંજ મન લીન થાય છે, અન્ય વેદ્ય વસ્તુઓ મનમાંથી જતી રહે છે. જો કોઈ પણ કાવ્ય વાંચવાથી કે નાટક જોવાથી તેમા વિભાવ, અનુભાવ, ને વ્યભિચારિભાવના યથાયોગ્ય ઉપનિબન્ધથી તે કાવ્યશ્રવણને નાટકપ્રેક્ષણને સમયે મનની સ્વાત્માનન્દસુખ જેવી, અન્ય વેદ્ય વસ્તુ જેમાથી વિગલિત થઈ છે. એવી, તદેકલીન સ્થિતિ ઉત્પન્ન થાય તો કરુણાદિને વિષે દુઃખસંવેદન ક્યાં છે ? દુઃખનો અનુભવ થતો નથી એનો પ્રત્યક્ષ પુરાવો એજ છે કે એવે સમયે વાચક કે સામાજિક કહે છે કે મને અત્યાનન્દ થયો છે જો આનન્દને બદલે દુઃખજ થતું હોય તો એવું કાવ્ય કોઈને વાચવુ કે જોવું ગમેજ નહિ. વિશ્વનાથ કહે છે કે કરુણાદિ રસને વિષે જે પરમસુખ થાય છે તેમાં સહૃદયનો અનુભવ એજ પ્રમાણ છે. જો તેમા દુઃખ હોય તો તે વાંચવા કે જોવા માટે કોઈ ઉત્સુક ન થાય અને રામાયણાદિ કાવ્યો દુઃખહેતુ થઈ પડે. લોકસંશ્રયથી–લોકસમાગમથી શોક, હર્ષ આદિના જે હેતુ છે તેમાથી લૌકિક શોક, હર્ષાદિ લોકમા ભલે થાઓ, પણ કાવ્યસંશ્રયથી જે અલૌકિક વિભાવાદિ છે તે સર્વેથી તો સુખજ ઉત્પન્ન થાય છે, તેમાં શી હાનિ છે ? તેજ પ્રમાણે અશ્રુપાત આદિ પણ હૃદય દ્રવીભૂત થવાથીજ થાય છે.[1]

અપૂર્ણ.

---

१ करुणादावपि रसे जायते यत् परं सुखम् ।
सचेतसामनुभवः प्रमाणं तत्र केवलम् ॥
किं च तेषु यदा दुःखं न कोऽपि स्यात् तदुन्मुखः ।
तथा रामायणादीनां भविता दुःखहेतुता ॥
हेतुत्वं शोकहर्षादेर्गतेभ्यो लोकसंश्रयात् ।
शोकहर्षादयो लोके जायन्तां नाम लौकिकाः ॥
अलौकिकविभावत्वं प्राप्तेभ्यः काव्यसंश्रयात् ।
सुखं संजायते तेभ्यः सर्वेभ्योऽपीति का क्षतिः ।
अश्रुपातादयस्तद्वद् द्रुतत्वाच्चेतसो मताः ॥ साहि० दर्प०

# લાંબા સમયથી ધારેલું કાશી.

( રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ. એ, એલ એલ. બી. ).

રોપ્યાં હતા બીજ સુવૃક્ષ કેરાં
સ્ફુર્યા હતા અંકુર સૂક્ષ્મ તેના
થશે કદા પુષ્પસુગન્ધિવૃદ્ધિ
હતી સદા આશ અનેરી તેની.
આશાથકી પોષિત મૂળવાળુ
આશાથકી સિંચિત વૃક્ષ નાનું
આશામહીં વર્ધિત રૂપ તેનુ
આશા હતું સ્થાપિત રાખનારૂં.
દિને દિને વૃદ્ધિ વિશેષ લેતુ
હમેશ આશામહીં હર્ષ દેતુ
ફૂલ્યા ફળ્યા પૂર્ણ સુવાસવાળુ
હતું સહુનું પ્રિય તે થએલું

* * *

અમારૂં સાચવેલું એ નાનું વૃક્ષ હવે ફળ દેવાની તૈયારીમાં હતું. તેને માટે અમારી આકાંક્ષા ઘણા લાંબા સમયની તલપી રહી હતી એટલુંજ નહિ, પણ બરાબર શબ્દમાં કહું તો તેને માટે અમારી ઘેલછા હતી. આ શબ્દો વાપરતાં મને લેશ પણ સંકોચ નથી, ને વાપર્યા પછી મને લેશ પણ ભીતિ નથી. કારણ કે મારૂં દૃઢતાથી એવું માનવું છે કે કોઈ પણ ભાવના મનુષ્યના મનને આરોગ્ય અર્પી નિર્દોષ આનંદના સાધનો પૂરા પાડે તોએ તે અમૂલ્ય છે, તો પછી આપણા દૈનિક જીવનની હમેશની ભૂમિકા કરતાં કાંઈક ઉચ્ચતર ભૂમિકા પર કોઈ ભાવના આપણને લઈ જાય તો તે નિ:સંદેહ અમૂલ્ય છેજ. ભલે તેને એક નામ આપો કે બીજું એ ભાવના, એ પ્રશ્ન, એ આશા, મે કહ્યું તે પ્રમાણે પરિપૂર્ણ થવાનો સમય હવે નજીક હતો.

'ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ' કર્યાને આજે સાત વર્ષ વીતી ગયાં –

અત્ર ઉચ્ચતો નથી આપણા આ લેખના પ્રસંગને માટે હું એને મોજી-મહારાજ એ નામથી ઓળખાવીશ આ રા. મોજીમહારાજ સ્વભાવે ઘણા મોજી હતા અને તેમાં પણ તેમની સ્ત્રી વિષે વાત કરતાં તેમને વિશેષ મોજ પડતી. કંઈ જોવાનો કે કોઈ સ્થળે નહાવાનો પ્રસંગ આવે તો તેનું સંભારણું કરતાં મોજીમહારાજ ખૂબ ખીલતા. અલબત, આ યુગ નારીપ્રતિષ્ઠાનો છે એટલે મોજીમહારાજનો હું દોષ નથી કાઢતો

બીજે દિવસે સવારે અગીઆર વાગતે અજમેર છોડીને અમે જેપુર તરફ ગયા રેલ્વે ઑફિસ સાથે સંબંધ ધરાવનાર એક સન્મિત્રની સહાયતાથી ગાડીમાં અમને જોઈએ તેવું સુખ મળ્યું તે સહૃદયનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે, કારણ કે તેની સહાયતાથીજ આગળ જતાં સર્વે સ્ટેશનો પર અમને ગાડીમાં ડબ્બા રિઝર્વ કરાવવામાં સુગવડ પડતી હતી. બાકી એ બાજુ તરફના રેલ્વેના માણસોની નાને અમારી અત પ્રેરિત વાતજ ન કરવી. મનુષ્યત્વનું લક્ષણજ એ કે કોઈ પણ વસ્તુ મન ગણકારે ભ્રાતૃભાવ, ધર્મ, માણસાઈ—એ લેખવે ને તે તરફ લક્ષજ ન આપે તો ફરજની તેમની લાગણી, આમ તાપને અમે નષ્ટપ્રાય ગણ્યો. છતાં તેની સ્નેહ તેમનો રૂપીઆ ખિમાજ કરવી પડશે એ વિરોધને માટે હું પૂર્વથી ક્ષમા લેવું તે કહું.

ભયંકર નીતિના અમે અમદાવાદ છોડ્યું (૧૪મી મે ૧૯૧૭) તેજ દિવસે વિજય પ્રાપ્ત નારાયણ ઘણા કોપ સાથે અહિં પ્રગટ્યા હતા છતાં પહેલે દિ-અમને તેમને જાણે બીલકુલ તાપ લાગ્યોજ નહિ. ઉત્સાહ એ અજબ વસ્તુ છે. બીજે દિવસે સવારે અમે અજમેર પહોંચી ગયા.

અજમેર વિષે મેં આગળ ઘણું લખ્યું છે, એટલે તેમાં હું નિરર્થક વૃદ્ધિ કરવા ચહાતો નથી, તોપણ એ સમય ને આ સમયનો ફેર મારે બતાવવો જોઈએ તે સમયે ભર શિયાળો હતો, આ સમયે ભર ઉનાળો હતો. તે સમયે ટાઢે કંટાળો આપ્યો, આ સમયે તાપે ઉપર મેં મનની દશા વિષે વાત કરી, ત્યાં તરત તે ડગમગવા માંડી. રાતદિવસ ચાલતી ભઠ્ઠીના દેવતા પાસે બેસવું એ હજાર દરજ્જે સારું, પણ આ પાસનો પ્રચંડ તાપ અનુભવવો એ ઘણું વિકટ કામ છે ભઠ્ઠીનો તાપ તો માત્ર બહારથીજ બાળે, પણ આ તાપ તો શરીરની અંદર પણ ઉકળાટ ઉત્પન્ન કરે ને દુઃખ દે

પર દૃષ્ટિ થઈ. અમારે માત્ર એકજ દિવસ ત્યાં રહેવું હતું તે જાણી એ સ્નેહીઓમાં ભારે દિલગીરી ફેલાઈ, કારણ કે જેપુર વિષે જે જે જોવા જેવું, હતુ તે બધું અમને બતાવવાની તેમની ઉમેદ હતી. અમારે માત્ર જેપુર શહેરની બાંધણીનોજ ખ્યાલ લેવાની ઉમેદ હતી. તે ખ્યાલ જાતે લેતા પહેલાં એક કડવા ને રમુજી બનાવમાં અમને તરતજ મળ્યો.

## મોજીમહારાજ ભૂલા પડયા.

જેપુરમાં પહોંચ્યા પછી સાંજરે ભોજન તૈયાર થતું હતું તે સમયે કંઈક ટાઢક થાય એ હેતુથી ત્યાંનાં તડબૂચ મગાવવાની અમને ઇચ્છા થઇ. અમારા સ્નેહીને તે બાબતની ખબર આપીએ તો એક માગતાં તે પદર વીશ તડબૂચ લાવીને એકદમ મૂકી દે એવી તેમની સ્નેહવૃત્તિ હતી ઘેર જઈને આરામ લેતા પહેલા તો કેટલીએ વસ્તુઓ આમ વગર માગે હદ ઉપરાંત પૂરી પાડવામાં આવી ચાલી જતી હતી સ્વાભાવિક રીતેજ આ સ્થિતિ બહુ પસંદ કરવા જેવી નહોતી, કારણ કે ઉપકાર પણ કેટલો ઝીલાય? તેમાં પણ આપણે હદ રાખવી પડે છે. એટલે બારોબાર મોજીમહારાજ જેપુરના બજારમા ગયા અહીં ચહાપાણી, સૂક્ષ્મ ભોજન, ભોજન, બધુ એઠ પછી એક આટાપાવવા માડયું પણ પેલુ તડબૂચ ન આવ્યુ તે નજ આવ્યુ. ખેર! પણ મોજીમહારાજનું શું થયુ? નવા ગામમા બહાર ગયા પછી માણુસ ઘણી વાર થયા છતા પણ પાછો ન આવે તો ફીકર થાય તે દેખીતું છે. દોઢએ કલાકને અન્તે મોજીમહારાજ વીલા મોં સાથે ને ખુલ્લા હાથે પાછા આવ્યા, ને ધીમા સ્વરમા કહેવા માડયા કે "હું તો ભૂલો પડ્યો." તડબૂચ આખા જેપુરમા એમને મળ્યુ નહિ તે તો જાણે ઠીક. પણ વિશેષમા એ ભૂલા પડયા. "ભૂલો પડ્યો" એમ કોઈ પણ મોટી ઉમ્મરના માણુસે કહેવુ એ શરમાવા જેવું છે મારે એવો પ્રસગ આવે તો બોલાશ્દ શરમાયા વિના હું ભાગ્યેજ રહુ. પણ ટીકા અત્ર જરૂરની નથી. ભૂલા પડવાનું કારણ જેપુર શહેરની બાંધણી હતી ચારે રસ્તા તરફ એકજ ઘાટના છેટાનાં ઘર જોવામા આવવાથી જ્યા જાય ત્યાં એને સરખુજ લાગતું ને તેથી મોજીમહારાજની મોજ તે દિવસે આડી નીકળી. વાચતાં આવડતુ હોત તો આ કડવો અનુભવ એને ભાગ્યેજ થાત, ને અમારે પણ ધારેલી વસ્તુ વિના ભાગ્યેજ રહેવુ પડત. પણ કમનસીબે મોજીમહારાજને વાચ

તાં આવડતું નહોતું. એમની સ્ત્રીને લખતાંવાંચતાં આવડતું હતું ને તેને લીધે ઘેર બેઠાં જ્યારે જ્યારે લખવા વાચવાની જરૂર પડતી ત્યારે નીભ્યું ચાલ્યું જતું. પણ અહિં મોજીમહારાજ સ્ત્રી વિનાના હતા એટલે કડવો અનુભવ એમને લેવોજ પડયો.

બીજે દિવસે સવારે જેપુરનો બાગ ને રાજમેહલ જોયા. રસ્તામાં જેપુરની બાંધણી પણ જોઈ બાગ ઘણો વિશાળ છે. પક્ષિઓ ને પશુઓની જાત ને સખ્યા પણ ત્યાંના પ્રાણિસંગ્રહમાં ઘણી સારસ છે. સમહરસ્થાન બાગમાજ છે ને તે ઘણુંજ વિશાળ છે.

મહેલ ખાસ જોવા લાયક છે. તેની પાસે વેધશાળા છે. તેમાં ગયાથી ગ્રહોની ગતિ માપવાની જુદી જુદી યોજનાઓનો કઈક ખ્યાલ આવી શકે છે. તે જોયા બાદ ગોવિંદજીનું મંદિર અમે જોયુ. મંદિર અંદરથી વિશાળ છે. મૂર્તિ ભવ્ય છે.

રાત્રે જેપુર છોડવુ હતું. ગાડી લગભગ રાત્રે અગીઆરને સુમારે જેપુર સ્ટેશનેથી જવાની હતી. અમારા સ્નેહી અમને મૂકવાને સ્ટેશન પર આવવાના હતા. તેમ કરવા માટે તેમને એક ખાસ પાસની જરૂર હતી તે જાણી અમને આશ્ચર્ય ઉત્પન્ન થયુ. જેપુરના દરવાજા રાત્રે બધ થાય ત્યારપછી તેમાં બહારથી કોઈ પણ માણસ દાખલ થઈ શકતો નથી. ગામનોજ માણસ બહાર ગયો હોય ને એને પાછા આવવું હોય તો એણે તે માટેના અધિકારીનો પાસ બતાવવો પડે છે. પાસ વિના ગામનો માણસ બહાર ગયો તો પછી તેને આખી રાત ગામ બહારજ રહેવું પડે છે. આ પદ્ધતિ વિચિત્ર ને પ્રાચીન સ્થિતિનુ ભાન કરાવનારી છે.

જેપુર છોડયું—સ્ટેશન પર અમે ઘણા વહેલા ગયા સ્ટેશનના પ્લૅટફૉર્મ પર સામાન મૂકવો તે પણ જાણે સ્ટેશનના અધિકારીની રજા વિના ન બને એ આપણે જાણવુજ જોઈએ. એમ ધારી એક બાબુએ આવીને તકરાર કરવા માંડી. આવી તકરાર થાય ત્યાં સ્ટેશનના માણસો સાથે પોલીસ પણ એકમેક થઈ જાય છે. તોપણ સહેજ કડક થઈએ છીએ તો અન્તે આપણે ફાવીએ છીએ. સામાન ખસેડાવવાનો તેમને હક નહોતો ને તે ત્યાંનો ત્યાંજ રાખવામા આવ્યો અન્તે એમ માલમ પડયુ કે આ બાબુ સામાન જોખાવી લગેજ કલાર્કનું કામ કરનાર હતો. સ્ટેશન માસ્તરને મળી રિઝર્વ્ડ ગાડીની ગોઠવણ માટે અગાઉથી તજવીજ અમે કરી મૂકી હતી.

તે પ્રમાણે સ્પેશ્યલ એટલે ખાસ ટિકિટ પણ અમે લીધી. સામાન જોખતાં ને તેનું નૂર ગણતાં પેલા બાબુએ વિનય, આનાકાની, નૂર વધારે પડવાની બીતિ દર્શાવવી—એ બધા પેચ રચ્યા, પણ એને નિરાશ થવું પડ્યું. ટ્રેન આવી ને ખાસ ડબ્બામાં અમે ગોઠવાયા. અમે ટિકિટ આગ્રા ફોર્ટ સ્ટેશનની લીધી હતી.

અપૂર્ણ.

---

# વનસ્પતિશાસ્ત્ર.

(ચાલુ પુ ૫૭. પૃ ૧૮૯ થી).

" केतकीमें बसे आप केशव करुणानिधान ।
कुंजमें कल्यान सो तो कदंबमें विहारी हें ॥
मालतीमें मुकुंद मुरार माधव मोगरेमें ।
चंबेलीमें चिदानंद सोई सुगंध भारी हें ॥
गुलाबमें गोपाललाल जाईमें जगत् पुष्प ।
पलसमें परिब्रह्म परम उपकारी हें ॥
चंपेमें चतुर्भुज चारों चित्त चूपी रहे ।
सेवतीमें स्याम सुंदर सोही सुखकारी हें ॥

રિચર્ડ બ્રૂક નામના એક સાહેબ લખે છે કે—

"Of all the studies that occupied the attention of man, the cheapest, the most delightful to the mind and invigorating to the body, is the study of nature It is here, indeed, that man may with truth be said to be following out that line of conduct that his *Creator* intended him. The first attraction to the child when set down on the green is to pick up the wild *Flowers*, and this first and the fondest attraction generally remains to the last hour of our lives "

ઝાડવાં, તેમજ ફળફળાદિ પર ઊગતી ફુગ— એ સર્વનો વનસ્પતિમાં સમાવેશ થાય છે.

**ઇંદ્રિયો**—ઉપર વર્ણવેલી બધી જાતની વનસ્પતિમાં એક સરખા અવયવો જોવામાં આવતા નથી. કોઈ નાના બગીચામાં ફરીશું તોપણ જુદી જુદી જાતની વનસ્પતિ આપણી દૃષ્ટિએ પડશે. કોઈમાં પાદડાંજ, તો કોઈમાં ફક્ત પાદડાં અને ડાળીઓજ માલમ પડશે, કોઈમાં ફૂલ પણ લાગેલાં જોવામાં આવશે, તો કોઈમાં એ બધાં ઉપરાંત સુંદર ફળ લટકી રહેલા દેખાશે. ફરતાં ફરતાં કોઈ તણખલું જમીનમાંથી ઉખેડી કાઢીશું, તો જમીનમાં દટાઈ રહેલા મૂળીઆં, જેની પ્રથમ કશી ખબરજ પડતી નહોતી, તે હવે સ્પષ્ટ માલમ પડશે. આ પ્રમાણે જોતાં વનસ્પતિને મુખ્ય પાંચ પ્રકારની ઇંદ્રિયો હોય છે (૧) મૂળ, (૨) ડાંડી ( મોટાં વૃક્ષોમાં એને **થડ** કહે છે ), (૩) **પાન** ( અથવા પદડાં ), (૪) ફૂલ અને (૫) **ફળ** જેમાં એ પાંચે ઇંદ્રિયો હાજર હોય તેને **પૂર્ણ**, અને જેમાં એમાંની એક અથવા વધારે ખૂટતી હોય તેને **અપૂર્ણ** વનસ્પતિ કહે છે.

મનુષ્યની જુદી જુદી ઇંદ્રિયો જેમ જુદાં જુદાં કાર્યો કરે છે, તેમ વનસ્પતિની ઇંદ્રિયોને પણ પોતપોતાનાં કાર્ય કરવાનાં હોય છે. મૂળ, ડાંડી, અને પાન વનસ્પતિને ખોરાક લેવામાં તથા વધવામાં મદદ કરે છે, માટે **પોષણની** ઇંદ્રિયો કહેવાય છે; ફૂલ અને ફળ બીજ* ઉત્પન્ન કરવાનું કામ કરે છે, માટે તે **પુનરુત્પત્તિની** ઇંદ્રિયોના નામથી ઓળખાય છે.

**વનસ્પતિનું આયુષ્ય**—વનસ્પતિમાત્રમાં ઉત્પત્તિ, વૃદ્ધિ, અને ક્ષય જોવામાં આવે છે બધીનું જીવન સરખા વખત સુધી ટકતું નથી. ઘાસ અને અનાજ જેવી કેટલીક ઊગીને એક વર્ષ સુધી, કુમળા જેવી કેટલીક બે વર્ષ સુધી, અને વડ, આંબો, પીપળો, વગેરે, ઘણાં વર્ષ સુધી અથવા વર્ષોનાં વર્ષ સુધી જિંદગી ભોગવે છે.

**ઊગવાનું સ્થળ**—જુદી જુદી વનસ્પતિઓ જુદે જુદે ઠેકાણે ઉગે છે. આંબો, લીમડો, વડ વગેરે જમીનમાં ઊગે છે, માટે **સ્થલજ** કહેવાય છે ને કેટલીક કમળ જેવી જળમાં ઊગે છે તે **જલજ** કહેવાય છે. વનસ્પતિનો ત્રીજો વર્ગ એવો છે કે તે જળ અથવા જમીનમાં ન ઉગતાં બીજાં છોડવા પર ઊગે છે એના પણ બે પેટાભાગ છે રૂકશાંગ (orchid) નામની વનસ્પતિનો વેલો, જેનાં ફૂલ ઘણાં સુંદર અને મનોહર થાય છે, તે બીજાં વૃક્ષ પર ઊગે છે, પરંતુ તે બીજા વૃક્ષના અંગમાં પોતાનાં અંગ દાખલ કરતો નથી,

અને હવામાંથી પોતાનો ખોરાક લે છે. આવી વનસ્પતિ **અંતરિક્ષજ** કહેવાય છે. 'અમરવેલ' પણ બીજા છોડોને વીંટળાઈને ઊગે છે, પરંતુ રૂકશાંગની માફક હવામાંથી પોતાનું પોષણ ન કરતા જે છોડને એ વીંટળાઈ જાય છે તેના અંગમાં પોતાના અંગ દાખલ કરી તે છોડના રસ વડે પોતાનું પોષણ કરે છે, તેથી આધારભૂત છોડ આખરે મુકાઈ જાય છે. આવી વનસ્પતિ **વનસ્પતિભક્ષક** કહેવાય છે.



પાસેની આકૃતિમા 'મિસલટો' નામનો વનસ્પતિભક્ષક વનસ્પતિના મૂળીઆ બીજા છોડના થડમાં કેવી રીતે પથરાયલાં હોય છે તે દર્શાવવામાં આવ્યુ છે ડાબી બાજુએ મિસલટો છે, અને તેનાં મૂળીઆ બીજી વનસ્પતિના લગભગ નળાકાર થડમા પથરાયલા સફેદ લીટારૂપે દેખાડ્યાં છે તે છે.

## મૂળ.

છોડનો જે ભાગ જમીનમા ઉતરે છે, ને પોતાના ફાંટાઓ જમીનમા ને જમીનમા ખોરાક શોધી લાવવા માટે ચારે તરફ ફેલાવે છે તેને **મૂળ** કહે છે અગ મૂળોને સાચી છાલ અથવા ગર હોતા નથી તેને પાદડા કદી પણ આવતા નથી, તેમજ પુનરુત્પાત્તની ઇંદ્રિયો પણ હોતી નથી થડ જ્યારે હવા અને અજવાળુ શોધતું ઉપર આવે છે, ત્યારે મૂળ હવા અને અજવાળાથી દૂર ને દૂર જતું વિરુદ્ધ દિશામા નીચે ઉતરે છે.



પ્રકાર—ગાજર, મૂળા, વટાણા જેવી વનસ્પતિના રૂસદાર મુખ્ય મૂળો જમીનમા નીચા ને નીચા ઉતરે છે, અને તેમાંથી થોડાએક ઝીણા ઝીણા રેસા નીકળે છે. આવા મુખ્ય મૂળને ખરૂં મૂળ અથવા **ખીલામૂળ** (taproot) કહે છે. એ મૂળ **આદિમૂળનીજ** વૃદ્ધિ થવાથી બને છે.




ટીપઃ—જે બીજ વાવવાથી છોડ ઊગે છે તે બીજના ગર્ભમા આદિમૂળ (radicle) નામનો એક ભાગ (अ) રહે છે, તેના વધવાથી તે છોડનું મૂળ બને છે. ગર્ભનો બીજો ભાગ (ब) એક અથવા બે પાંદડાં (જેને દલ કહે છે તે)નો બનેલો હોય છે. આ પાંદડાં બીજપત્ર (cotyledons) કહેવાય છે. છોડ ઊગે છે એટલે એ બીજપત્રો જતાં રહે છે. આ બે ઉપરાંત એક ત્રીજો ભાગ (क) હોય છે, તેને આદિપત્ર (leplumu) કહે છે આ આદિપત્રમાથી આગળ જતાં થડ અને ડાળીઓ ઉત્પન્ન થાય છે. તાડ, ઘઉં, ચોખા, વગેરે જેવી જે વનસ્પતિના બીજમાં એક બીજપત્ર હોય છે તેને એકદલ વનસ્પતિ કહે છે, અને વડ, આંબો, કાકડી, વગેરે જેવી જે વનસ્પતિના બીજમાં બે બીજપત્ર હોય છે તેને દ્વિદલ વનસ્પતિ કહે છે.



તાડ, ઘાસ, તથા અનાજ વગેરેનાં એટલે એકદલ વનસ્પતિના મૂળ ખીલામૂળની માફક આદિમૂળનાજ સીધા વધારા તરીકે ઊગતા નથી, પરંતુ વૃદ્ધિ નહિ પામેલા આદિમૂળની એક બાજુ ઉપરથી ફાંટારૂપે ઊગે છે આવા જાડા કે ઝીણા રેસાં જેવા લાંબા મૂળોને રેસાજેવાં (fibrous) મૂળ કહે છે.

જ્યારે વડ તથા કેવડાના વૃક્ષ જેવામાં સીધા અથવા પકડીને ચઢનાર થડની શાખાઓમાંથી મૂળો નીકળે છે, ત્યારે તેને વડવાઈ તથા કેવડાઈ એવા નામ આપીએ છીએ. આ મૂળો પણ ખરા મૂળનુજ કાર્ય કરે છે, અને શાખોદ્ભવ મૂળના નામથી ઓળખાય છે. કાળા મરીને પણ આવા શાખોદ્ભવ મૂળો હોય છે.

ઉપર કહેલી રકસાગ જેવી અંતરિક્ષજ વનસ્પતિનાં મૂળો હવામાથી ખોરાક મેળવે છે તેને આકાશજ (aerial) મૂળ કહે છે. આ મૂળો જમીન સુધી પહોંચતા નથી.

અપૂર્ણ.

# અમેરિકામાં ગામડાંની નિશાળો.*

(રા. રા. નરહરિલાલ ત્ર્યબકલાલ દેશભક્ત, એમ. એ., એલ એલ. બી.)

અમેરિકાના આયોવા સ્ટેટમાં લિબર્ટીવીલમાં જે નિશાળ છે તેવી નિશાળો અમેરિકાના જિલ્લાઓમાં ઠેકાણે ઠેકાણે છે. ઝાડીની ઘટાની ઉપર આવી રહેલો નિશાળના મકાનનો બુરજ મુસાફરની પ્રથમદ્દષ્ટિએ દેખાય છે અને તેમાં લટકાવેલો ઘટ આઘે સુધી સંભળાય છે. નિશાળની સફેદ દિવાલો ઝાડીની અંદર દીપી નીકળે છે. આવી નિશાળને ખરેખર "નાનકડું જ્ઞાનમંદિર" નામ આપી શકાય.

હવે જરા છોકરાઓ તરફ નજર કરો. તેમનાં મુખકમળ પ્રફુલ્લ છે. તેમના હાથ સ્વચ્છ છે અને તેમના બાલ સુંદર હોળેલા છે. ટોપીઓ અને ઉપરના ડગલા આગલા ઓરડામા મકીને તેઓ ચોપડીઓથી ભરેલા ચામડાંનાં દફતરો લઈને વર્ગમાં જાય છે. તે કેવાં સુંદર અને ચાલાક દેખાય છે!

હવે વર્ગનો ઓરડો જુઓ તે વિશાળ છે, તેમા પુષ્કળ હવાઅજવાળુ છે, સુંદર ફર્નિચર અને જોઈતા સાહિત્યથી ભરેલો છે. ફર્નિચર સાદું પણ સુંદર છે. દરેક છોકરાને જુદુ ટેબલ તથા બેસવાનું છે. ઊંચી કરેલી બેઠક ઉપર શિક્ષકનાં ખુરસીટેબલ છે એક ચળકાટ મારતી મોટી સગડીમાં ઓરડાની વચ્ચોવચ્ચ દેવતા બળે છે. અને ડાબા જમણી કાચની બારીઓ લીલા તથા બરફના જેવા સફેદ પડદાઓથી આચ્છાદિત કરેલી છે. ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ તો એ છે કે ચોગરદમ ફરતા તમામ ભીંત કાગળનાં બ્લૅક બોર્ડ ચોઢી દીધેલાં છે, તેથી બ્લૅક બોર્ડની ઉપયોગિતા તેમજ સગવડ વધે છે. એ બ્લૅક બોર્ડની ઉપરની ભીંતો જીવનસૂત્રો, ઐતિહાસિક ચિત્રો અને વૉશિંગ્ટન, લિન્કન, વગેરે પ્રખ્યાત અમેરિકન નરોની છબીઓથી, ઉત્તમ રીતે શણગારેલી છે દરેક વસ્તુ સુંદરતા જળવાય તેમ યોગ્ય સ્થાને ગોઠવેલી છે. આ જગ્યાની હવાજ જાણે નવો ઉત્સાહ ભરે છે અને અભ્યાસ કરવાને તથા પરાક્રમ કરવાને પ્રેરે છે. નથી જરા અવાજ કે ગણગણ કે ગૂપચૂપ વાતો. એક ટાંકણી પડે તોએ સભળાય એવું સઘળું શાંત છે અને કાર્યારંભ કરવાને સદૈવ તત્પર છે. આવાં પ્રોત્સાહક સ્થાનની ઉત્તમ અસર બાળકના મન પર થયા વિના કેમ રહે?

---

* Modern Reviewના એક અંગ્રેજી લેખ પરથી.

રૂ. ૬૪૦ લઈ क ને વેચી દીધો. આથી अ ને પોતે રોકેલી કિંમત ઉપર એટલે પોતે રોકેલી કિંમતના $\frac{1}{4000}$ જેટલી ખોટ ગઈ. કહો ત્યારે अએ તે શેર લેવામાં કેટલી રકમ રોકી હશે.

આ ઉદાહરણમાં—

૧૦૦ : अ ની મૂળ કિંમત . अની મૂળ કિંમત ×$\frac{1}{4000}$ : ખોટ છે.

આ ઉપરથી જણાય છે, કે ૧૦૦ને જે સંખ્યાએ ગુણવાથી अની મૂળ કિંમત આવે છે તેજ સંખ્યાના $\frac{1}{4000}$ એ अની મૂળ કિંમતને ગુણવાથી ખોટ નીકળે છે.

૧૦૦ × અમુક સંખ્યા = अની મૂળ કિંમત.

अ ની મૂળ કિંમત × તેજ અમુક સંખ્યા × $\frac{1}{4000}$ = ખોટ.

માટે ૧૦૦ × અમુક સંખ્યા$^2$ × $\frac{1}{4000}$ = ખોટ.

માટે अની મૂળ કિંમત—૧૦૦ × અમુક સંખ્યા$^2$ × $\frac{1}{4000}$ = अની મૂ. કિં.—ખોટ.

માટે अ ની મૂળ કિંમત—૧૦૦ × અમુક સંખ્યા$^2$ × $\frac{1}{4000}$ = ૬૪૦.

अ ની મૂળ કિંમત = ૧૦૦ × અમુક સંખ્યા છે.

માટે ૧૦૦ × અમુક સંખ્યા—૧૦૦ × અમુક સંખ્યા$^2$ × $\frac{1}{4000}$ = ૬૪૦.

માટે અમુક સંખ્યા—અમુક સંખ્યા$^2$ × $\frac{1}{40}$ = $\frac{૩૨}{૫}$.

માટે અમુક સંખ્યા× ૪૦—અમુક સંખ્યા$^2$ = ૨૫૬.

આ ઉપરથી એવો દાખલો થયો, કે.—

એક સંખ્યાની ૪૦ ગણાઈમાંથી તેજ સંખ્યાનો વર્ગ બાદ કરવાથી બાકી ૨૫૬ આવે છે, તો તે સંખ્યા કઈ ?

$\sqrt{૨૦^2—૨૫૬}$ + ૨૦

= $\sqrt{૧૪૪}$ + ૨૦ = ± ૧૨ + ૨૦.

= ૩૨ અથવા ૮ તે સંખ્યા.

૧૦૦ × અમુક સંખ્યા = अની મૂળ કિંમત છે.

માટે ૧૦૦ × ૩૨ = ૩૨૦૦ રૂપીઆ, અથવા

૧૦૦×૮ = ૮૦૦ રૂપીઆ अની મૂળ કિંમત.

अની મૂળ કિંમત તેજ कની ઉપજેલી કિંમત છે, માટે—

૧૨૦ રૂ. ઉ. કિ : ૩૨૦૦ રૂ. ઉ. કિં : ૧૦૦ રૂ. મૂ. કિં : ૨૬૬૬⅔ રૂ. અથવા

૧૨૦ રૂ. ઉ. કિં. ૮૦૦ રૂ. ઉ. કિં : ૧૦૦ રૂ. મૂ કિં ૬૬૬⅔ રૂ. મૂ. કિં.

માટે જવાબ ઘની રોકડી કિંમત રૂપીઆ ૨૬૬૬–૧૦–૮ અથવા રૂ. ૬૬૬–૧૦–૮

ઉદા:—.

૧) એક ટાંકીને ખાલી કરવાના क्ष, ख, क નામના ત્રણ નળ છે. એક મહીનામાં તેને ખુલ્લા મૂકવાના વખતનું પ્રમાણ ૩ : ૨ : ૧ છે. ख અને क દર કલાકે સરખું પાણી ખાલી કરે છે. આખા મહીનામાં ख નળ જેટલા કલાક ખુલ્લો રહ્યો તેથી ત્રણગણા બેડાં પાણી क्ष નળ દર કલાકે ખાલી કરે છે. ख નળ દર કલાકે ૨૫૦ બેડા પાણી ખાલી કરે છે. એક મહીનામાં क्ष નળે જેટલાં બેડાં પાણી ખાલી કર્યું તે કરતાં ख અને कએ મળીને ૧૭૦૦ બેડા પાણી વધારે ખાલી કર્યું. કહો ત્યારે દરેક નળ મહીનામાં કેટકેટલા કલાક ખુલ્લો રહ્યો હશે.

૨) એક મંદિરમાં શિવલિંગ અને વિષ્ણુની મૂર્તિઓ ૩ : ૨ ના પ્રમાણમાં છે. क्ष એ શૈવ હોઈ તે મંદિરમાં વિષ્ણુની જેટલી મૂર્તિ છે તેટલા તેટલાં ફૂલ દરેક શિવલિંગ પર ચઢાવ્યા ख એ વૈષ્ણવ હોઈ તે મંદિરમાં જેટલા શિવલિંગ છે તેટલાં તેટલા ફૂલ દરેક વિષ્ણુની મૂર્તિ પર ચઢાવ્યા ख ને મૂર્તિ દીઠ ફૂલ ચઢાવવાનો ખર્ચ પોણા બે આના લેખે પડ્યો. જો તેણે ૧ પાઈનું ૧ ફૂલ લેખે સઘળાં ફૂલ ખરીદ કર્યા હોત, તો તેને બધી મૂર્તિઓ પર ફૂલ ચઢાવવાનો ખર્ચ પ્રથમ કરતાં ત્રણ આના ઓછો પડત. કહો ત્યારે તે મંદિરમાં શિવલિંગ કેટલાં અને વિષ્ણુની મૂર્તિઓ કેટલી હશે.

૩) એક માણસે પોતાને જકાત ઓછી ભરવી પડે તેટલા માટે પોતાના માલની કિંમત જેટલા રૂપીઆની કિંમતનો માલ હતો તેટલા ટકા સેંકડે ઓછી કહી. જકાત સેંકડે ૫ ટકા ભરવાની હોવાથી તે માણસને રૂપીઆ ૬–૩–૨⅔ જકાત ભરવી પડી. તે માણસે પોતાનો માલ પોતે ગણેલી કિંમત ઉપર સેંકડે ૨૦ ટકા નફો લઈ વેચવો હોય, તો

તેણે કેટલી કિંમતે તે માલ વેચવો જોઈએ ? ( રોકેલી કિંમતમાં જકાતનો પણ સમાવેશ થાય છે. )

( ૪ ) એક વાડીમાં આંબા, દાડમડી, અને જમરૂખી મળીને કુલ ૩૦૦ ઝાડ છે. જમરૂખી કરતાં દાડમડી ચાર ગણી છે. કુલ ઝાડનો જે અપૂર્ણાંક આંબાની સખ્યા છે તે અપૂર્ણાંકથી બાર ગણા રૂપીઆ આખી વાડીને એક વખત પાણી પાવાનો ખર્ચ પડે છે. દરેક ઝાડની આસપાસ ખાતર પૂરવાનો એક વખતનો ખર્ચ દર ઝાડે ૧૧$\frac{૩}{૫}$ પાઈ પડે છે. એક વરસમા દરેક ઝાડને ૭ વખત ખાતર પૂરવુ પડે છે અને ૭ વખત પાણી પાવુ પડે છે. આથી એક વરસમા સઘળા આંબાને પાણી પાવાનો જેટલો ખર્ચ થાય છે તેના કરતાં સઘળા આંબાને ખાતર પૂરવાનો ખર્ચ ૪૦ રૂપીઆ વધારે થાય છે દર વર્ષ દર આંબે ૭ રૂપીઆ, દર દાડમડીએ ૪ રૂપીઆ અને દર જમરૂખીએ ૨ રૂપીઆ ઉપજ થાય છે, તો તે આખી વાડીની વાર્ષિક ઉપજ કેટલી હશે ?

આ ત્રણે નિયમોને છેડે આપેલા ઉદાહરણોના જવાબો—

**નિયમ ૧ લો —**

( ૧ ) ૮૫ બળદ અને ૧૭ ગાય ( ૨ ) ૮૦ પુરુષો અને ૧૦૦ સ્ત્રીઓ. ( ૩ ) પૌંડ ૫-૮-૯$\frac{૪}{૫}$ પેન્સ ઘ પાસેથી લેવા. ( ૪ ) ૭૫ ફુટ.

**નિયમ ૨ જો —**

( ૧ ) ૫ સિક્કુ અને ૬૦ નાગરી ( ૨ ) ત્રણે પાસેથી મળીને રૂપીઆ ૭૮-૩-૨$\frac{૨}{૫}$ વ્યાજ મળ્યું. ( ૩ ) રૂપીઆ ૧૪૪૦ કુલ ગણોત, અને રૂપીઆ ૪૭૨૦ કુલ ઉપજ. ( ૪ ) ૧૭$\frac{૧}{૩}$ દિવસ

**નિયમ ૩ જો—**

( ૧ ) ત્રણે નળને ખુલ્લા રહેવાના કલાક અનુક્રમે ૧૨૦, ૮૦, અને ૪૦; અથવા ૫, ૨$\frac{૨}{૩}$, અને ૧$\frac{૨}{૩}$. ( ૨ ) ૧૮ શિવલિંગ અને ૧૨ વિષ્ણુની મૂર્તિઓ અથવા ૩ શિવલિંગ અને ૨ વિષ્ણુની મૂર્તિઓ. ( ૩ ) માલની કિંમત રૂ. ૬૦ હોય તો રૂ. ૭૩-૭$\frac{૧}{૬}$ આનાએ; અને માલની કિંમત રૂ ૪૦ હોય તો રૂ. ૪૫-૭$\frac{૧}{૬}$ આનાએ વેચવો. ( ૪ ) રૂપીઆ ૧૯૩૦ અથવા રૂ. ૧૭૬૦ આખી વાડીની વાર્ષિક ઉપજ.

---

# પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનીઓ પાસેજ છે.*

( લેખક—ગોકુળદાસ નાનજીભાઈ ગાંધી—ટંકારા. )

આજ કાલ ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને સ્થિતિ સબંધી અનેક લેખો સાક્ષરવર્ગ તરફથી પ્રસિદ્ધ થાય છે છાપખાનાઓની બહોળાશને લીધે સાહિત્યની શોધને મદદ કરનારા અનેક કવિઓના તથા લેખકોના ગ્રંથો છપાઈને જાહેરમાં આવ્યા છે. છપાઈને બહાર આવેલા ગ્રંથોને આધારે તથા મળી આવતા હસ્તલિખિત ગ્રંથોને આધારે હાલના સાક્ષરો ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને સ્થિતિ સબંધી અનેક અનુમાનો કરે છે. એ અનુમાનોમાં ખાસ ઉમેરો કરનારૂ એક આ અમારૂં અનુમાન પણ છે કે " પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનીઓ પાસેજ છે. " વધારામાં એટલું પણ અનુમાન કરી શકાય છે કે " ગુજરાતી ભાષાના મૂળ ઉત્પાદકો જૈનોજ છે. "

આ લેખકને જૈનનો પક્ષપાત તેમ અન્યનો દ્વેષ એવું કશુ નથી પણ જે સત્ય લાગે તે કહેવાની છુટ તો દરેકને હોવી જોઈએ. કેટલાક કદાગ્રહીઓ પોતપોતાના ધર્મની વાત દાખલ કરીને ગુજરાતી ભાષાના ઉત્પાદકો વૈષ્ણવો છે, શૈવો છે, વગેરે ઊહાપોહ કરે છે એટલુજ નહિ પણ તે ઊહાપોહની સિદ્ધિ કરવાને અનેક પ્રમાણો પણ આપે છે. અમારે આવો કદાગ્રહ નથી કદાચ અમારૂ અનુમાન સર્વાંશે સાચુ ન પડે તો તેની અમારે દરકાર નથી, તોપણ એટલું તો અમે ખાત્રીથી કહીએ છીએ કે અમારૂં અનુમાન સર્વાંશે અસત્ય તો નહિજ થાય, બલ્કે સર્વાંશે નહિ તો ઘણે અંશે તો સત્ય થશેજ.

ગુજરાતી ભાષાના પ્રચારનું અને વ્યાપારનું ખાસ સ્થાન ગુજરાત અને કાઠિયાવાડ છે. ગુજરાત અને કાઠિયાવાડમાં વિક્રમની દસમીથી ચૌદમી સદીની આસપાસ ઘણે ભાગે જૈનીઓની સર્વોપરિ સત્તા હતી, વેપારી

---

* આ વિષય જેના ઇચ્છા હોય તેને ચર્ચવા માટે જેવો મળ્યો છે તેવોજ છાપવામાં આવ્યો છે

શાહે તથા સંગરામી સોનીએ અને સમનિ તથા કુમારપાલ મહારાજાએ આબુ, પાલીતાણા, ગિરનાર, તારંગાજી, શંખેશ્વર, સમેદશિખરજી, કેશરીઆજી; વગેરે સ્થળે કરોડો બલ્કે અબજો જેટલું દ્રવ્ય ખર્ચીને પાશ્ચાત્ય કારીગરોને પણ વ્યામોહ ઉપજાવનારાં, અદ્યાપિપર્યંત અખિલ વિશ્વમાં તેમના ઉત્પાદકોની સમૃદ્ધિની કીર્તિનું ગાન કરી રહેલાં દહેરાં બંધાવ્યાં હતાં; તથા જે સમયમાં લક્ષ્મીદેવીની સંપૂર્ણ કૃપાથી અને બુદ્ધિદેવીની સંપૂર્ણ મહેરબાનીથી ગુજરાત અને કાઠિયાવાડને વ્યાપારતંત્રથી તંત્રી લીધો હતો તથા જે સમયમાં દ્રવ્યસંલગ્ન વિપ્રો પણ જૈન વ્યાપારીઓથી દબાઈ ગયા જેવા જણાતા હતા તે સમયમાં ધર્મ, રાજ, વ્યવહાર વગેરે સ્થળોમાં જૈનોનું અગ્રેસરત્વ હોવાથી તેમની પ્રાકૃત ભાષાજ વપરાતી હતી. આ સમયમા જૈનોમાં ધર્મપ્રવૃત્તિ વિશેષ જાગ્રત્ થવાથી તથા તેમને રાજારાણાઓ અને શેઠીઆઓ તરફથી અપૂર્વ મદદ મળવાથી, જૈન મુનિરાજોએ હજારો અને સેંકડો નહિ કિંતુ લાખો ગ્રંથો પ્રાકૃત ભાષામાં લખ્યા હતા, તે લખાણોની પ્રવૃત્તિનો કાંઈક ચિતાર પાટણ, જેસલમીર, ખંભાત, વગેરે સ્થળોના જૈનોના મહાન્ ભંડારોની નિરીક્ષા કરવાથી આવી શકશે.

એવું માની શકાય છે કે વ્યવહારમા પ્રાકૃત ભાષા વપરાઈ જવાથી તથા વંશપરંપરા રૂઢ થઈ જવાથી, સંસ્કૃત ભાષાને વળગી રહેનારા અવશેષ વર્ગને પણ પ્રાકૃત ભાષામાંજ ગ્રંથો લખવાની જરૂર જણાઈ તેથી તેમણે પણ પ્રાકૃત ભાષાને વધારે દીપાવવાને અનેક સંસ્કૃત શબ્દોનો તેમા ઉપયોગ કરીને, પ્રાકૃત–ગુજરાતી–ભાષામાં કેટલાંક કાવ્યો પ્રેમાનંદ, સામળ વગેરે કવિઓએ રચેલા છે.

નરસિંહ મહેતા, મીરાબાઈ, પ્રેમાનંદ, સામળભટ, વગેરે વૈદિક સંસ્થાના અનુયાયીઓની કવિતાઓમાં તેમના પાછળના લેખકોએ ફેરફાર કરી નાખ્યો હોવાથી હાલમાં નરસિંહ મેહેતા વગેરેના પદોમાં જે ભાષા જોવામાં આવે છે તેવીજ ભાષા તે તે લેખકોની હયાતીમાં હતી કે નહિ તેને માટે તેમનાજ હિમાયતીઓને શંકા રહે છે.

જૈનોમાં જે જે કાળે જેવી જેવી પ્રાકૃત ભાષામા ગ્રંથો લખાયા છે તે ગ્રંથોમાં કાના માત્રાનો ફેરફાર કર્યા સિવાય જેમના તેમ અદ્યાપિપર્યંત જોવામા આવે છે. તેમ થવાનું કારણ પ્રાકૃત ભાષાનું ગૌરવ જળવાઈ રહેવા

ખાતર તે તે 'સમયના' વિદ્વાનોએ ગ્રંથોમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરનારને માથે મોટું અને અનિવાર્ય પ્રાયશ્ચિત્ત મૂકેલું છે. એ મહાન્ ભયથી જૈનો મૂળ ગ્રંથોમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરતાજ નથી. કોઈ પણ પ્રકારની ઘાલમેલ નહિ થએલ હોવાથી ચોવીસમે વર્ષ ઉપરનાં જૈન સૂત્રો મૂળ સ્થિતિમાંજ દૃષ્ટિગોચર કરી શકવા સકલ ગુજરાતી અને કાઠિઆવાડી પ્રજા ભાગ્યશાળી બની શકે છે.

ગુજરાતી સાહિત્યની પક્ષપાતવાળી અને અપૂર્ણ તપાસને લીધે કેટલાક સાક્ષરોનું માનવું એવું થયું હતું કે ગુજરાતી ભાષાનો આદિ કવિ નરસિંહ મહેતો છે. કોઈ કોઈ કહાનડદે પ્રબંધના કર્તાને પ્રાચીન માનતા હતા, પરંતુ નિષ્પક્ષપાતપણે સંપૂર્ણ શોધખોળ કરતાં હવે સ્પષ્ટ અજવાળામાં આવ્યું છે કે ગુજરાતી ભાષાના ઉત્પાદકો જૈનોજ છે, અને નરસિંહ મહેતા તથા પ્રેમાનંદ વગેરે કવિઓએ તો ફક્ત કાવ્યો રચીને ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં સારો ઉમેરો કર્યો છે.

કેટલાક સાક્ષરોનો એવો અભિપ્રાય જણાય છે કે ગુજરાતી ભાષામાં પ્રાચીન કાળમાં ગદ્ય લખવાનો રિવાજ ન હતો, આ વિચાર કેવળ ભ્રાંતિમૂલકજ છે. જૈન સૂત્રો કે જે પાશ્ચાત્ય લોકોના માનવા પ્રમાણે પણ ચોવીસમો વર્ષની લગભગ બનેલા છે તે સૂત્રોમાં ગદ્ય અને પદ્ય એ બન્ને પ્રકારનું લેખન જોવામાં આવે છે. ભાવાર્થ એવો છે કે ચોવીસમો વર્ષથી પ્રાકૃત ભાષામાં ગદ્ય લખવાનો રિવાજ છે

હાલના પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનને ઘણે ભાગે મળતું અને કેટલીક બાબતમાં તેથી પણ ચઢતું તત્ત્વજ્ઞાન જૈન સૂત્રોમાં હોવાથી તે બુદ્ધિશાળી જૈનોનાં સૂત્રો, ભાષા, અને તત્ત્વજ્ઞાનની ખાતર સાક્ષરોએ વિચારવાં જોઈએ —

શ્રીમહાવીરસ્વામી નિર્વાણ પધાર્યા પછી ઘણા વર્ષ સુધી, મહાવીરના શિષ્ય સુધર્માસ્વામિરચિત સૂત્રો, ઘણા જૈન સાધુઓ મુખપાઠે રાખતા હતા, એ સૂત્રો એટલા બધા બહોળા વિસ્તારવાળાં તથા ગૂઢાર્થવાળાં છે કે તેમના ઉપરજ વિચાર કરવામાં મનુષ્યની જીંદગી પૂર્ણ થાય. આ કારણથી નવા ગ્રંથો બહુ થતા નહિ, કદાચ કોઈ નવા ગ્રંથો રચતું તો તે સૂત્રના અર્થ રૂપેજ રચતું શ્રી મહાવીરસ્વામીના નિર્વાણ પછી એકસો સિત્તેર વર્ષે શ્રી ભદ્રબાહુસ્વામી સ્વર્ગે પધાર્યા છે તેમણે સૂત્રો ઉપર નિર્યુક્તિઓ પ્રાકૃતમાંજ રચી છે તથા ભાષ્ય રચાયા છે. કાલક્રમે મનુષ્યોની

સ્મરણશક્તિ મંદ પડી તેની સાથે પ્રમાદાદિ કારણોને લીધે કેટલીક વિદ્યાનો લોપ થવાથી, યાદદાસ્ત ઉપરથી તમામ સૂત્રો રીતસર તાડપત્રાદિ ઉપર લખી લેવાની જરૂર જણાઈ, તેથી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મુનિના પ્રમુખપણા નીચે, શ્રીમહાવીરનિર્વાણ પછી લગભગ નવમે વર્ષે, કાઠિયાવાડમા આવેલા શ્રી વલ્લભીપુર પાટણમાં જૈનોનો મોટો સંઘ મળ્યો અને લગભગ તેર વરસ સુધી સૂત્રો લખવાનું કામ ચાલ્યું. આથી આજથી પંદરસો વર્ષ ઉપર પણ ગુજરાત અને કાઠિયાવાડમાં જૈનોનું સામ્રાજ્ય હતું એ સિદ્ધ થાય છે.

કાળાંતરે મૂળ પ્રાકૃત સાહિત્ય ઓછુ થઈ જવાથી તથા જે અવશેષ રહ્યું તે સમજવુ કઠિન લાગવાથી, ધર્મભાષા તથા વ્યવહાર ભાષાનુ ગૌરવ જાળવવાની ખાતર જૈન મુનિઓને પ્રાકૃત તથા સસ્કૃતમાં હજારો જેટલા મહાન્ ગ્રથો રચવાની જરૂર જણાઈ અને તે પ્રમાણે રચ્યા પણ ખરા. મેરૂતુંગ, અભયદેવ, હરિભદ્ર, સિદ્ધસેન, માનતુંગ, ક્ષમાશ્રમણ, હેમાચાર્ય, વગેરે મહાન્ વિદ્વાનોએ હજારો ગ્રથો નવા રચ્યા છે. અભયદેવ સૂરિએ મૂલસૂત્રો ઉપર સંસ્કૃતમાં ટીકા લખી છે, શ્રી હરિભદ્ર સૂરિએ ષડ્દર્શનસમુચ્ચય વગેરે ચૌદસો ને ચુમાલીસ ગ્રથ રચ્યા છે વિક્રમ સવત્ ૧૧૯૯ મા થયલા મહારાજા કુમારપાળના સમયમા થયલા પ્રસિદ્ધ પડિત હેમાચાર્યજીએ સિદ્ધહેમવ્યાકરણ, યોગશાસ્ત્ર, વગેરે ગ્રથોમા મળી સાડાત્રણ કરોડ શ્લોક નવા બનાવ્યા હતા, અઢાર પુરાણ તથા એક લાખ શ્લોકવાળા મહાભારતના મળીને જ્યારે કુલ સાત લાખથી વધારે શ્લોકો થતા નથી, જ્યારે શ્રીમાન્ હેમચદ્રજીએ સાડાત્રણ કરોડ શ્લોકો બનાવેલા છે એ ખરે ખર તે વખતની જૈનધર્મની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવે છે હેમચદ્રના વ્યાકરણ ઉપરથી તે વખતની પ્રાકૃત–દેશભાષાનુ ભાન થઈ શકે છે. હેમચદ્ર પછી મેરૂતુંગ, ઉદયવત, લાવણ્યસુંદર, સમયસુંદર, ઉદયરત્ન વગેરે કવિઓ થયા છે તેમણે રચેલા પ્રાકૃત–દેશી–પ્રબધો, રાસાઓ, વગેરે ઉપરથી તે તે સમયની ભાષા કેવા વિકારને પામી હતી તે સમજી શકાય છે.

હવે સુજ્ઞ અને નિષ્પક્ષપાતી સાક્ષરોને સમજાયું હશે કે હાલની ગુજરાતી ભાષાના ઉત્પાદકો જૈનોજ છે અને તેનું પ્રાચીન એટલે આજથી ચોવીસસે વર્ષ સુધીનું ઘણુંખરું સાહિત્ય જૈનો પાસેજ છે. બે હજાર વર્ષ ઉપરનું જૂનું પ્રાકૃત સાહિત્ય જૈન સિવાયની બીજી કોઈ પણ સસ્થા પાસે

અતિવિસ્તૃત પ્રદેશમાં નથીજ. વિસ્તૃત તો શું પણ સંક્ષેપ પ્રદેશમાં પણ નથી. જૈનો પાસે મહાવીરનિર્વાણથી તે આજ દિવસ સુધીનું ઘણુંખરૂં સાહિત્ય સાલવાર છે, એ સાલવાર સાહિત્યમાંથી કેટલાક ફકરાઓ નમુના દાખલ આ નીચે આપવામાં આવે છે, તે ઉપરથી ગુજરાતી એટલે પ્રાકૃત કે દેશ્ય ભાષા કેવા કેવા વિકારને પામેલી છે તે સહજ રીતે સમજી શકાશે.

શ્રીમહાવીર સ્વામીને નિર્વાણ પધાર્યાને આજે ૨૪૩૮ વર્ષ થયાં છે. મહાવીરની પૂર્વે ૨૫૦ અઢીસો વર્ષે શ્રીપાર્શ્વનાથ સ્વામી થયા હતા.

શ્રીમહાવીર સ્વામીની પાટે, શ્રીગૌતમના ગુરૂભાઇ સુધર્માસ્વામી બેઠા તેમણે ચોસઠવર્ષ પાટ ભોગવીને સૂત્રો રચેલા છે તે પૈકીના નમુનાઓઃ—

( ૧ ) સ્થાનાંગ સૂત્રે—**एगे आया**—આત્મા એક છે; **एगा किरिया**—ક્રિયા એક છે; **एगे लोए**—લોક એક છે; **एगे अलोए**—અલોક એક છે, **एगे परिनिव्वणे**—નિર્વાણ એક છે, **वेदए ववसार तिविहे पन्नत्ते तजहा रिउव्वेए जजुव्वेए सामवेए**—વૈદિક વ્યવહાર ત્રણ પ્રકારે છે, રુગ્વેદમાં, યજુર્વેદમાં, સામવેદમાં, **तिविह अंते पन्नत्ता तंजहा लोगंते वेयंते समयंते**—ત્રણ પ્રકારે અંત કહ્યો છે. લોકાંત તે ચૌદ રાજ્ય લોકનો અંત, વેદાંત તે ચાર વેદનું રહસ્ય, અને સમયાંત તે જિનપ્રણીત સૂત્રોનો અંત, " **तासिण मणि पेढियाण उवरिं चत्तारि जिण पडिमाउ** " તે મણિપીઠિકા ઉપર ચાર જિનની પ્રતિમાઓ છે. **सपलि अकणिसणात्थूभाभि मुहीउ चिठंति**—પર્યંકાસને બેઠી છે સ્તૂપ સામી રહી છે. **तजहा रिसमा वद्धमाणा चंदाणणा वारिसेणा**—તે રિષભ કે ઋષભ, વર્દ્ધમાન, ચંદ્રાનન, અને વારિષેણ ( નામની ચાર જિન પ્રતિમાઓ અંજન પર્વત ઉપરની ). **पंच विहे सोए** પાંચ વિધ શૌચ ( કીધેલું છે. ) **पुढवि सोए आउसोए तेउसोए मंतसोए बंभसोए**—પૃથ્વીથી ( માટીથી ) શૌચ, પાણીથી શૌચ, અગ્નિથી શૌચ, મંત્રથી શૌચ, બ્રહ્મચર્યથી શૌચ, **पंच महव्वए सपडिक्कमणे अचेल धम्मे पण्णते**—( સાધુને ) પંચ મહાવ્રત, પ્રતિક્રમણ સહિત અચેલ ( વસ્ત્ર રહિત ) ધર્મ કહ્યો છે, **पजो-सवणा कप्पे**—પર્યુષણા કલ્પ.

( ૨ ) રાયપસેણી સૂત્ર —ગદ્ય,

**तेण कालेणं तेणं समयेणं । आमलकप्पाणं णयरी होत्था**—તે કાલને વિષે તે સમયે આમલકલ્પા નામે નગરી હતી. **सेउराया धा**

રિણી દેવી—શ્વેત રાજા હતો અને ધારિણી પટરાણી હતી. સામી સમોસરે—સ્વામી ( મહાવીર ) સમોસર્યા

तेणं कालेणं तेणं समयेणं सूरियाभदेवे, सोहम्मेकप्पे सूरिआभ विमाणे सभाए सुहम्माए सूरियंभसि सीहासणंसि, चउहिं सामाणिय साहसीहिं चउहिं अग्गमहिसिहिं सपरिवाराहि तेहिं पुरिसाहि सत्तहि अणियाहिवईहिं सोलसहिं आयरक्कदेव साहस्सीएं अन्नेहिय बहुहिं सूरियाभ विमाण वासीणं वेमाणीएहि देव देवी हिय सद्धिं सपरिवुडे ४०

ઉપરના ગદ્યનો અર્થ સ્વામી મેઘરાજજીએ સંવત્ ૧૭૩૨ મા લખ્યો છે તેમાં ફેરફાર કર્યા વિનાજ આપીએ છીએ.

" તેણુઈ કાલિઈ અવસર્પિણીના ચઉથા આરાનૈં છેહડેઈ જેણુઈની અવસરિ ભગવંત આમલકપ્પાઈ પધારીય સૂર્યાભનામ દેવ સોધર્મા કલ્પનઈ વિષઈ એનલઈ પહિલઈ દેવલોકિ સૂર્યાભ વિમાનઈ વિષઈ સભા સૌધર્માનઈ વિષઈ સૂર્યાભ નામઈ સિંહાસન નઈ વિષઈ ચ્યાર સામાનિક સહસ્રનઈ સાથઈ ચ્યાર અગ્ર મહિષી પટ્ટરાણી સાથઈ તે અગ્રમહિષી પરિવાર સહિત કરી ત્રણિ પરિષદા અભ્યંતર પરિષદા સહિત સાત પરિષદા સહિત સાત કટકના ધણી સાથઈ તે કેહા ગંધર્વ ૧ નાટિક ૨ હાથી ૩ ઘોડા ૪ રથ ૫ મહિનાગમાતિ ૬ વૃષભ ૭ સોલઈ સઈં આતમરક્ષક દેવતા સહસ્ર સાથઈ અનેરઈ પણિ ઘણઈ સૂર્યાભ વિમાન વાસીઈ વિમાન સબંધીઈ દેવઈ દેવી ! સાથઈ પરવર્યઉ થકઉ-ઇત્યાદિ.

तेसिणं थूमाणं चउदिसि पत्तेयं १ मणिपेढियाउ पणत्ताउ तातोणं मणिपेढियातो अठ्ठजोयणाइ आयाम-विक्खंभेणं चत्तारि जोयणाइं वाहल्लेणं सव्वमणीमती अ-

त्थाउ जावपडिरूवातो तासिणं मणिपेढियाणं उवरिं चत्तारिं जिणपडिमाउ जिणुस्सेहपमाणमेत्तात्तोमं पलियंकणिसणाउ थूभाभिमुहातो मणिखित्ताउ चिट्ठन्ति ।

ઉપગના પ્રાકૃત—મૂળ ગુજરાતી—નો સંવત્ ૧૭૩૨ મા લખાયલો અર્થ —" તેહનઈ થૂભનઈ ચિહૂ દિસિઈ પ્રત્યેકઈ ૨ મણિપીઠિકા કહી તેહ મણિપીઠિકા આઠ યોજન લાંબ પણઈ વિસ્તારપણઈ ચ્યાર યોજન જાડ પણઈ સર્વ મણીમયી છઈ નિર્મલ ઘટારીમઠારી ભલું રૂપ છે તેહન મણિ પીઠકનઈ ઉપરિ ચ્યાર જિન પ્રતિમા છઈ તેહ જિન પ્રતિમા તીર્થંકરનઉ શરીરપ્રમાણ છઈ જઘન્ય સાત હાથની ઉત્કૃષ્ટા પાંચસૈં ધનુષ પ્રમાણ છઈ પદ્માસણનઈ બઈઠી થૂભ સાહમુ મુખ કરી રહી । રહી છઈ છઈ "

तासिणं जिणपडिमाणं उभउपासे पत्तेयं २ चामर धार पडिमाउ पणात्ता—

" તેહનઈ જિન પ્રતિમાનઈ બિહૂ પાસઈ પ્રત્યેકઈ ચામર ધારક પ્રતિમા કહી. "

सूरियाभ विमाण वासीहिं देवेहिं देवीहिय सार्द्धिं संपरिवुडे सवढीए जावणातियरवेणं जेणेव सिद्धाययणे तेणेव उवागच्छइ जिणपडिमाणं आलोएपणामं करेति

" સૂર્યાભ વિમાનવાસી દેવીનઈ સાથઈ પરિવર્યુ થકુ સમસ્ત ઋધિ સર્વ બલઈ સવ વાજીત્ર વાજનઈ થકઈ જિહાં જિન પ્રાસાદ તિહાં જાઈ જિન પ્રતિમાનઈ દીઠઈ થકઈ પ્રણામ કરઈ. "

(૩) ભગવતી સૂત્ર—મૂળ પ્રાકૃત ૨૪૦૦ વર્ષ ઉપરનું અને તેના અર્થ સંવત્ ૧૮૭૭ મા લખાયા છે

અપૂર્ણ.

---

# ચર્ચાપત્રો.

**મિ. ગુલાબદાસ મનોરદાસ**—કેટલીક વનસ્પતિને ફૂલ વિના ફળ આવે છે. વડ, પીંપળ, પીપળો વગેરે વનસ્પતિને ફુલ માલમ પડતા નથી, તો તેમનાં અંકિસર તથા પુકેસર કયા ભાગમા રહેતાં હશે? ને બીજાશયો કઈ ગર્ભનળીમા ઊતરી તેનાં ફળ લાકડી સાથે બઝાડે છે?

## ઉત્તર.

જેને વડના ટેટા કહીએ છીએ તે વડના ફળ છે એમ સાધારણ રીતે મનાય છે, પણ વસ્તુત તે ખરૂ નથી ફુલ અને ફળ તો ટેટાની અંદર રહેલા છે અને સૂક્ષ્મ છે, મતલબ કે ટેટો એ ફુલો અને તેમાંથી બનેલા ફળોનો એક સમૂહ (પુષ્પાધાર) છે. કાચો ટેટો ફોડીને મૅગ્નિફાયર (બૃહદ્દર્શક કાચ) વડે જોઈશુ તો તેમાં નાના નાના ભાગો જુદા જુદા માલમ પડશે તે બધા ફુલો છે. ઘણુ કરીને ટેટાઓ પાકી ગયા પછી જોવામા આવે છે, તે વખતે અંદરના ફુલો ફળના રૂપમા આવી ગયાં હોય છે, અને ફક્ત બારીક બીજ જેવા ફળજ માલમ પડે છે

દરેક ટેટામાં નર તેમ માદા બને જાતનાં ફૂલો હોય છે. બારીકીથી તપાસતા માલમ પડશે કે ટેટાને એક મુખ અથવા છિદ્ર હોય છે, તે ઘણુ કરીને લીલા સૂક્ષ્મ પત્રોથી ઢંકાયલું હોય છે. તે મુખની પાસે ઘણુ કરીને નર ફુલો હોય છે, અને પછી માદા હોય છે. તેના પુંકેસર તથા અંકિસરો સફેદ ચળકતા રૂપેરી રંગના હોય છે અને પારદર્શક જેવા દેખાય છે. એમા બે જાતના સ્ત્રીપુષ્પો હોય છે, ખોટા અને ખરા. ખોટાની નલિકા ટુંકી અને ખરાની લાંબી હોય છે.

ઉપર કહેલા મુખવાટે સૂક્ષ્મ જંતુઓ આવજા કરી શકે છે, ને સ્ત્રીકેસરને પરાગ પૂરો પાડે છે. આ છિદ્ર ન હોય તો ટેટા પાકે નહિ, તેથી કુદરતી રીતે અગર કે ટેટાને છિદ્ર કોઈ વખત હોતા નથી, તો માળીઓ સળીથી છિદ્ર પાડે છે.

પીપળાના પેપડા અથવા પેપડી કહેવાય છે તે પણ ઉપર પ્રમાણે ફળ નથી પણ પુષ્પાધાર છે, અને તેની અંદર પણ નર તથા માદા એમ બને પ્રકારના ફુલો હોય છે, તે પાકેથી ફળનુ રૂપ ધારણ કરે છે વડના ટેટાની માફક એ પેપડાને પણ મુખ અથવા છિદ્ર જેવું હોય છે, અને નર-

ફૂલ મુખની આગળ, અને માદા પાછળ હોય છે. ટેટા અને પેપડાના પુષ્પાધાર ઘણી બાબતમા લગભગ સરખાં છે. કાચા પેપડા તપાસી જોવાથી ફૂલ સ્પષ્ટ માલમ પડી આવશે.



# केळवणीखातानी खबरो.

(મે. ઉ. ભા. ના એ. ઈ. સાહેબના તા. ૭ મી મે ૧૯૧૩ ના હુકમ નં. ૧૨૭૭ ઉપરથી)

એક વિદ્યાર્થી નિશાળમા ખરેખર આવતા છતા કેટલાક દિવસ સુધી તેને ગેરહાજર પૂરવા માટે, તથા નિશાળના રજિસ્ટરમાંથી તેનું નામ કાઢી નાખવા માટે ખેરડા તાલુકે આણંદના રૂા. ૧૧ ના શિક્ષક મથુરભાઇ ખુશાલભાઈને પાયરી ઉતારી સખ્ત ચેતવણી સાથે સખ્ત મુખ્ય મહેતાજીના હાથ નીચે આસિસ્ટંટ તરીકે જન્મભૂમિથી દૂર ખસેડવામાં આવ્યા છે.

૨. નિયમનો આવો ભંગ કરનાર શિક્ષક ખાતામાંથી કાઢી મુકાવાને પાત્ર થશે.

(સહી) R. P. Godbole
એ. ઈ. ઉ. ભા.

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૩ મી એપ્રિલ ૧૯૧૩ ના હુકમ ન. ૭૫૨ ઉપરથી)

જૂની ગુજરાતી સૅનિટરિ પ્રાઇમર (આરોગ્યવિદ્યા) ની ફરી છપાયલી ત્રીજી વગરાળાની આવૃત્તિ કેળવણીખાતાના મહેરબાન ડિરેક્ટર સાહેબે પસંદ કરી છે, અને નિશાળોમાં તથા લોકોને તે આપવાની મંજુરી આપી છે.

R. P. Godbole
એ. ઈ. ઉ. ભા.

---

આથી ખબર આપવામા આવે છે કે—અમદાવાદ મ્યુનિસિપલ પ્રાઇમરિ નિશાળોમાં રૂા ૧૨ ના પગારની અને રૂા ૧૫ ના પગારની કેટલીક જગાઓ અનુક્રમે પહેલા અને બીજા વર્ષમાં પાસ થયેલા ટ્રેન્ડ શિક્ષકોથી પૂરવાની છે, માટે જેમને તે લેવાની ખુશી હોય તેમણે પોતાના

**પંચમહાલ વિભાગ.**

**શહેરા**—બાબુ મહેતાબુદ્દીન તથા બાબુ કરમઅલાદી રૂા. ૭), સ્કુલ કમિટિના મેમ્બર રૂા. ૧) મીઠાઈ. **વેજલપુર**—ઠાકોરશ્રી કુવરસાહેબ બાપુસાહેબ રૂા ૧૨) કાપડ તથા મહાસુખભાઈ રૂા ૨) મીઠાઈ. **લુણાવાડા**—મહારાજા સાહેબ રૂા. ૧૩) પતાસા તથા રૂા. ૨૨-૧૪-૦ પુસ્તકો. **સુંથ**—મહારાજાશ્રી જોરાવરસિંહજી રૂા ૭-૮-૦ પુસ્તકો મીઠાઈ. રૂા. ૩૧) કાપડ કન્યાશાળામાં **વેજલપુર**—ભમરીઆના ઠાકોર સાહેબ વગેરે રૂા. ૭) મીઠાઈ. **વરધરી**—દિવાન સાહેબ રૂા ૪) ઇનામ. **ઘોઘંબા**—જયશંકર ધનસુખરામ રૂા ૯) મીઠાઈ વગેરે, સો. ગણુ સાહેબ રૂા ૪) મીઠાઈ. **સુંથ**—શ્રી મહારાજા સાહેબ રૂા. ૩૬) ઇનામ.

**ભરૂચ વિભાગ.**

અગારેશ્વર—પટેલ બહેચર નારસંગ તથા ઇશ્વરભાઈ પરશોતમ તથા ભાઈજીભાઈ ભગવાનભાઈ રૂા. ૧૫) સ્કુલ જમાડી-ઝણોર વજેસિંહ અમીરસિંહ રૂા. ૩) ચોપડીઓ વહેંચી. **કહાનવા**—મે. કલેક્ટર સાહેબ રૂા ૪) મીઠાઈ, પટેલ નારણજી જીવરામ રૂા. ૩-૮-૦, પટેલ મણીભાઈ બેહારભાઈ રૂા ૩-૮-૦ પટેલ કાકાભાઈ લાલદાસ રૂા ૩-૮-૦ પુસ્તકો, પટેલ મણીભાઈ બેહારભાઈ રૂા ૨૩) વાગતુ ઘડીઆળ તથા મીઠાઈ.

**અમદાવાદ વિભાગ**

અમદાવાદ મ્યુ સ્કુ ન ૨-ભગુભાઈ રઘુનાથ દેસાઈ રૂા. ૧૫) પેંડા વહેંચ્યા **સીતાપુર**—માવજીદાસ જેઠીદાસ રૂા ૮-૮-૦ કાપડ તથા મીઠાઈ અમદાવાદ મ્યુ સ્કુ. ન. ૨ મહેતાજી મોતીલાલ મહાશંકરના વિધવા બાઈ આધાર રૂા. ૧૫) પુસ્તકો મ્યુ. સ્કુ. ન. ૧૫) પટેલ નાનાલાલ રણછોડ રૂા. ૫) ઇનામ.

**રાજપીપળા વિભાગ.**

**પાણેથા**—કન્યાશાળા અમીન બાપુલાલ હરગોવિન્દદાસ રૂા. ૨૩-૧૨-૦ કાપડ વહેંચ્યુ.

**કાઠિયાવાડ વિભાગ.**

**આટકોટ**—ગામ લોકો રૂા. ૧૭-૧૦-૬ ઇનામ તથા મીઠાઈ.

**રાધનપુર સ્ટેટ.**

**પંચાસર**—શેઠ આશાભાઈ અમરતલાલ સાકર વહેંચી.

અપૂર્ણ.

---

REGISTERED NO. B. 48

અંક ૧લો. પુસ્તક ૫૩મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જાન્યુઆરિ, ૧૯૧૪.

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



તંત્રી ( ઑગસ્ટ, ૧૯૦૨થી )—અને
[illegible] ખ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ
પ્રિન્સિપલ, ગ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ કંપનિ લિ.પ્રેસના મૅનેજર મોહનલાલ મગનભાઈએ છાપ્યું.

## ગયા માસમાં છપાયલાં ધોરણો સંબંધી શુદ્ધિપત્ર.

પુ પર પૃ. ૪૪૪. લીટી દશમીમાં 'રાજકીય ભૂગોળ' એ શબ્દો પછી અર્ધવિરામ મૂકવું, અને લીટી '૧૧મીમા 'વગેરે સાથે' પછી પૂર્ણવિરામ મૂકવું.

પૃ. ૪૪૫ લીટી ૭મીમાં 'સાદું પરચ્છેદ' ત્યાર પછીનો (વાક્યના બે મુખ્ય .......... ....બનાવવાં) એ ભાગ કમી કરવો

પૃ ૪૪૮ લીટી ૪થીમાં 'આખા વર્ષની' એ શબ્દો કમી કરવા.

પૃ. ૪૫૦ લીટી ૧૭ તથા ૧૮મા 'લીટીઓ આવે' ને બદલે 'લીટીઓ વધારે આવે' એમ વાચવુ.

પૃ ૪૫૨. ત્રીજા ધોરણના વિભાગ ૬ મા 'ઢીપ' ઉમેરવી, અને ૭મી લીટીમા પૃ ૫૭ ને બદલે ૧૨૭ વાંચવુ.

પૃ. ૪૫૪. છેલ્લી લીટીમા 'ગુનાનનુ ડાખળું' છે તેને બદલે એકલુ 'ડાખળુ' વાચવ

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૩મું. જાન્યુઆરિ, ૧૯૧૪. અંક ૧લો.

ગત વર્ષનું આત્મનિરીક્ષણ:—પ્રભુકૃપાના પ્રભાવથી આ માસિકનું ૫૨મું વર્ષ પૂરૂં થઈ ૫૩મું બેઠું છે મનુષ્યે હમેશ પોતાના કાર્યનું આત્મનિરીક્ષણ કરતા રહેવું જોઈએ. દિવસે જે જે કાર્ય કર્યાં હોય તેની રાત્રીએ સૂતી વખત પરીક્ષા કરવી. જે સારા કૃત્ય થયાં હોય તેને માટે ઈશ્વરનો ઉપકાર માનવો જોઈએ અને જે કંઈ દેષ કે અપકૃત્ય થયા હોય તેને માટે તેની ક્ષમા યાચવી જોઈએ. આવી ટેવથી તે હમેશ કુમાર્ગેથી નિવૃત્ત થઈ સન્માર્ગે પ્રવર્તશે, તેની ચિત્તવૃત્તિ શુદ્ધ રહેશે, અને દુર્વિકારનું બળ વધવા પામી તેને અશુદ્ધ કે નિર્બળ કરી શકશે નહિ. જેમ દિવસના કાર્યનું રાત્રીએ નિરીક્ષણ કરવું આવશ્યક છે, તેમ વર્ષના કાર્યનું વર્ષને અન્તે કે બીજા વર્ષને આરમ્ભે આવશ્યક છે. આ ન્યાયને અનુસરી દરેક સરકારી કે ખાનગી સંસ્થાનો વાર્ષિક વૃત્તાન્ત બહાર પડે છે અને દરેક વ્યક્તિ કે પેઢી ગત વર્ષનો હિસાબ કાઢે છે અને તેમાંથી ચેતવણી લઈ નવીન વર્ષ આરમ્ભે છે એજ ન્યાય પ્રમાણે આ માસિકના નૂતન વર્ષને આરમ્ભે ગત વર્ષનું પુનરવલોકન કરવાનો પ્રચાર રાખ્યો છે આથી તેમાં ચર્ચેલા ઉપયોગી વિષયોનું શિક્ષકવર્ગને દિગ્દર્શન થાય છે ને તેમની દૃષ્ટિબહાર કોઈ વિષય ગયો હોય તેનું તેને ભાન થાય છે 'વાચનમાળાના ખુલાસા' દરેક અંકમા આપવાનો વિચાર કર્યો હતો અને તે પ્રમાણે પ્રથમ ચાર અંકમાં આપ્યા છે. પરંતુ પાછળથી જગાના સંકોચને લીધે દરેક અંકમાં આપી શકાયા નથી તોપણ તેનો બદલો 'ચર્ચાપત્રો અને તેના ખુલાસાથી ઘણે અંશે વાળ્યો છે. 'વનસ્પતિશાસ્ત્ર'નો નવો વિષય આરમ્ભ્યો છે અને ચિત્રો સાથે રસિક ને સરળ થાય એવી રીતે ચર્ચવા ધાર્યો છે. શિક્ષકો તરફથી આવેલા અગત્યના વિષયો પણ દાખલ કર્યા છે. 'વનસ્પતિવર્ણન,' 'પ્રાણિવર્ણન', અને ભૂગોળને લગતા વિષયો શિક્ષકોને સામાન્ય જ્ઞાન વધારવામાં ઉપયોગી થઈ પડશે. 'કાવ્યસંપત્તિનું દિગ્દર્શન' એ વિષય થોડા

થોડો આપી પૂરો કરવામા આવ્યો છે. કવિતાની ખુબી સમજવા માટે એ વિષયનું થોડુંક જ્ઞાન દરેક શિક્ષકને આવશ્યક છે; અને સારા શિક્ષોને એમા રસ પડશે એવી ખાતરી છે. એ વિષયને અન્તે ગુજરાતી કાવ્યોમાંથી દાખલાઓ આપી એ વિષયના જ્ઞાનનો ઉપયોગ કેવી રીતે કરી શકાય તે તેમાં દર્શાવ્યું છે આશા છે કે એ વિષય ઉચ્ચ વર્ગના શિક્ષકોમાં કેટલેક અંશે સહૃદયતાનાં બીજ રોપશે.

આ વર્ષમાં 'ચર્ચા' વિષે નવીન શૈલી દાખલ કરવા ધારી છે. શિક્ષકોને જે બાબતોનો સંશય હોય તેને લગતાં ચર્ચાપત્રો તેમણે લખી મોકલવાં તેમાંના છાપવા જેવાં લાગશે તે છાપવામાં આવશે તેનો ખુલાસો ગયે વર્ષે અમે કર્યો છે તેમ કરવાને બદલે શિક્ષકો પાસેથી મગાવવામાં આવશે; અને જેમનો ઉત્તમ લાગશે તેમનો સુધારાવધારા સાથે દાખલ કરવામા આવશે આથી શિક્ષકોમા સ્પર્ધા ઉત્પન્ન થઈ અભ્યાસની વૃત્તિ જાગ્રત્ થશે અને તેમના જ્ઞાનમાં વધારો થશે. શિક્ષકે જીવનપર્યન્ત શિષ્ય રહેવું જોઈએ એમ નહિ થાય તો તે અમુક ઘરડમા પડી પોતાનું કાર્ય અમુક ઘાટીથી જ કર્યા કરશે, તેમાં ઘટિત ફેરફાર કે સુધારો કરી શકશે નહિ, અને તેની જ્ઞાનમર્યાદા ઘણી સકુચિત રહેશે. તેને જ્ઞાન પ્રાપ્ત કરવામાં આનન્દ ઉત્પન્ન થયો હશે, વાચનમા રસ લાગતો હશે, ટુકામાં જ્ઞાનનું વ્યસન લાગ્યુ હશે, તો તેને આવી ચર્ચાઓના ખુલાસા કરવાનું મન થશે. પ્રાથમિક, માધ્યમિક, તેમજ ઉત્તમ શાળાઓમા ઘણાજ થોડા શિક્ષકો આવા હોય છે. પરતુ બધા એવા હોવા જોઈએ અને એવા થાય ત્યારે જ તેઓ પોતાની પદવીને શોભાવશે, પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરશે, અને આગામિની પ્રજાનુ કલ્યાણ કરી દેશના અભ્યુદયના બીજ રોપશે.

નવીન વર્ષની લહાણી તરીકે એકજ ઉપદેશ આપવા માંગુ છું, 'તે એ કે તમારે તમારૂં ને તમારા શિષ્યોનું જીવન સુધારવું હોય તો **સારી ટેવ** કેળવો આ ઉપદેશ ટુકો છે, પણ ઘણો વ્યાપક છે. મનનો સ્વભાવ એવો છે કે કોઈ પણ કાર્ય એકબે વાર કર્યાથી તે કરવા માટે એની મેળેજ એનું વલણ થાય છે કાર્યના આવા અભ્યાસથી ટેવ બધાય છે અને બધાયા પછી દિવસે દિવસે તેનું બળ વધતુ જાય છે તે એટલે સુધી કે પછી મનુષ્ય એ ટેવનો દાસ—રે ગુલામ થઈ જાય છે. તેને તેમ કર્યા વગર ચાલેજ

પડતું નથી અને તેના સખ્ત અધિકાર અને કબજામાંથી સાધારણ રીતે તેનાથી મુક્તિ મેળવી સ્વતન્ત્ર થવાતું નથી સાધારણ રીતે એમ કહેવાનું કારણ એટલુંજ કે અમુક ટેવ સ્થાપવી બહુ અઘરી નથી, પરંતુ તે સ્થપાયા પછી એવી તો દૃઢમૂળ થાય છે કે તેને નિર્મૂલન કરવાનું કાર્ય ઘણુંજ કઠણ થઈ પડે છે ને તે થોડાજ કરી શકે છે. આ ઉપરથી સમજાશે કે સારી ટેવનાં બીજ રોપવાં, પોષવાં, ને કેળવવાં એ દરેક પુરુષનું કર્તવ્ય છે અને એ કામ જેવું બાલ્યાવસ્થામા થઈ શકે છે તેવું મોટી ઉમ્મરે થઈ શકતું નથી, માટે એનાં યોગ્ય સ્થળ ઘર ને નિશાળ છે. માબાપ અને શિક્ષકોએ ઉપદેશથી અને તેથી વિશેષ પોતાના દાખલાથી બાળકોમાં સારી ટેવ સ્થાપવી. સારી ટેવ કઈ ને નઠારી ટેવ કઈ તે સર્વ સમજે છે ને તેને માટે કોઈને સમજાવવાની જરૂર નથી. પરતુ ઘણી બાબતો આપણે સમજતા હોઈએ તેમ છતાં પણ તે તરફ દુર્લક્ષ હોઈએ છીએ ; માટે તે તરફ ધ્યાન આકર્ષવાની જરૂર છે. સારી ટેવ એકે એક ગણાવવાનું આ સ્થળ નથી ; માત્ર થોડીક મુખ્ય તરફજ લક્ષ ખેંચવું યુક્ત છે

(૧) ઉદ્યોગની-સદુદ્યોગની ટેવ પાડો.—આળસથી આપણા દેશને ઘણી હાનિ થઈ છે અને તેનું કલ્યાણ કરવાનો ઉત્તમ માર્ગ ઉદ્યોગજ છે. ઉદ્યોગથી મનની વૃત્તિઓ શુદ્ધ રહી સન્માર્ગે પ્રવર્તશે ને હરકોઈ કાર્ય સિદ્ધ કરાશે.

(૨) વાણી, વિચાર, ને આચારની એકતા કેળવો.—મનમા કંઈ હોય ને કહેવુ કંઈ જુદુજ એવો સ્વભાવ ઘણા મનુષ્યોનો જોવામાં આવે છે. પરંતુ એ શુદ્ધ, પ્રામાણિક, ને સાધુ પુરુષોનું વર્તન નથી અને એથી ઈશ્વર પ્રસન્ન રહેતો નથી એ ખુલ્લું છે વળી સારા ઉપદેશ આપવા સહેલા છે. परोपदेशे पाण्डित्यम्—એ જગતનો સામાન્ય નિયમ છે, પરંતુ જ્યાંસુધી એ ઉપદેશને અનુસરતુ પાતાનું વર્તન હોતું નથી સાંસુધી ઉપદેશ વ્યર્થજ જાય છે. જેમનાં મન-વિચાર, વાચા, અને કર્મ-આચાર સુસગત નથી તેઓ કદી પણ જનમડળમા પ્રતિષ્ઠા પામવાના નથી. ત્રણે એક હોવાથી મન શુદ્ધ રહેશે ને તેમા કોઈ પણ પ્રકારની મલિનતા આવવા પામશે નહિ એવા પુરુષો શિરસાવન્દ્ય છે અને દરેક રીતે પૂજ્ય છે. એવે શુદ્ધ માર્ગે બાળકને પ્રવર્તાવો એટલે તેનું જીવન સુખી થશે.

છે. વર્ગેણી ઘણાજ પ્રકારોની છે દરેક વર્ગના સંગ્રહ માટે એકેક જુદો ઓરડો જોવામાં આવે છે ધારી ધારીને જોતાં બરાબર આઠ દિવસ થાય. માત્ર ઉપર ઉપરથી દૃષ્ટિ ફેરવી અમે સંતુષ્ટ થયા.

માર્કેટ મુંબઈની ક્રૉફર્ડ માર્કેટના કરતા મોટી લાગી ખરી, પણ મુંબઈ તરફના મૂળના વળગણને લીધે કહો, કે થાકને લીધે કંટાળીને અંદર ગયા હોવાને લીધે કહો, કે ગમે તેમ પણ એકંદરે એ કંઈ બહુ સારી ન લાગી. થોડી ઘણી ખરીદી કરી અમે ઘર તરફ પાછા વળ્યા.

સ્ટેશન પરની તજવીજ અગાઉની રીતે અમે ક્યારનીએ કરીજ મૂકી હતી. ટિકિટો પણ લેવાઈ ચૂકી હતી ગાડી રાત્રે દસ વાગને હાવ્રાથી ઉપડતી હતી જે રસ્તે અમે પ્રથમ આવ્યા હતા તે મુખ્ય રસ્તો હતો. હવે અમારે લખાણને રસ્તે પાછા ફરવું હતું. તેનું કારણ એ હતું કે અમારે વૈદ્યનાથ ઊતરવું હતું. વૈદ્યનાથ જવાને માટે વૈદ્યનાથ જંક્શન થઈને દેવઘર સ્ટેશને ઊતરવું પડે છે

અમારો મુકામ સ્ટેશનથી ઘણો દૂર હતો એટલુંજ નહિ પણ એવે સ્થળે હતો કે ત્યાં ભાડાની ગાડી પણ ન મળે. જુઓ કલકત્તા શહેરની ખુબી ! અલબત્ત મુકામ હાવ્રામા હતો, શહેરમા નહિ, છતાં ગાડીની મુશ્કેલી ઘણીજ પડશે એવું પ્રથમથી અમારી કલ્પનામા પણ નહિ આવેલું. અમારો આધાર અમારા સ્નેહી પર હતો તેમણે ગાડીની તજવીજ વખતસર કરવાનું માથે લીધુ હતું. તેમ ન હોત તો અમે દિવસ છતા ને બહુજ વહેલા ગોઠવણ કરી મૂકત પરન્તુ તેમની તરફથી નિર્ભયતાના વચનો મળ્યાં હોવાથી અમે નિશ્ચિંત હતા આઠ વાગ્યા, સાડા આઠ વાગ્યા, ને ગાડીઓની રાહ વધારે ને વધારે જોવાવા માંડી છતા અમારા સ્નેહી તદ્દન નિશ્ચિંત હતા. આપણને ચિંતા ઘણીએ થાય તોપણ એને સમયે કરવું શું ? તેમનો માણસ સ્ટેશન પરથી ગાડી લઈને આઠ વાગતે તો આવવાનો હતો ને પોણા નવ થયા છતા ગાડી એકકે ન આવી. આસપાસ ગાડીઓની શોધ કરાવી પણ એકે ભાડાની ગાડીની આશા શી ? અધુરામાં પૂરો તે વખતે અણધાર્યો વરસાદ આવ્યો અમને તો એમજ લાગ્યુ કે આજે નીકળવુ અશક્ય છે. મન ઊંચા પડી પડી રહેવું કેટલું કંટાળા ભરેલું છે તે માત્ર અનુભવીજ કલ્પી શકશે. વળી અમે ગાડીમાં રિઝર્વ કરાવવાની ગોઠવણ કરી હતી એ માથાફોડ બધી વ્યર્થ જાય, ન જવાની

ગુનેગારીનાં નાણાં ભરવા પડે, ને એવું થયા પછી ફરીથી કોઈ ગાડી રિઝર્વ કરવાનું માથે ન લે કંઈ કંઈ મુશ્કેલીઓ ઊભી થાય તેમ હતું અમે ઘણાએ અકળાયા પણ તે અકળામણના માર મૂગે મોએ ઘુંટડાજ ગળવાના હતા છેલ્લી ઘડીએ અમારો ઉપાય નહોતો સ્ટેશન જઈને ગાડીઓ લઈ આવે તો બે કલાક નીકળી જાય નવ નવ ને પાંચ, દસ, પંદર—એમ પાંચ પાંચ મિનિટ હવે કલાક જેવી લાગવા માંડી અને સાડા નવે ગાડીઓ આવી નીકળવું કે નહિ? જે સ્ટેશને જતાં દોઢ કલાક થતો તે સ્ટેશને અડધા કલાકમાં શી રીતે પહોંચાય? ગાડી ચૂક્યા પછી ક્યાં પાછા ક્યાં જવું? આ તો નહિજ ગમે તેમ પણ નીકળીને જે થાય તે સહેવું એજ નિશ્ચય પર સર્વે આવી પહોંચ્યા. સામાન જેમ નખાયો તેમ ગાડીઓમાં નાખ્યો, માણસોથી જેમ બેસાય તેમ તેઓ બેઠા, ધાંધલધાંધલ, અવ્યવસ્થા, ને ગભરાટમાં અમે નવ ને પાંત્રીસે મુકામેથી નીકળ્યા અમે જરા જઈએ ને ઘડિઆળ સામુ જોઈએ. ગાડીવાળાઓને વધારે દર આપવાની આશા આપી અમારામાંના કેટલાક તો ગાડીવાળાઓના હાથમાંથી લગામ સુદ્ધાં લઈ લઈ ચાબુકનો મરજીમાં આવે તેમ ઉપયોગ કરવા માંડ્યો. ઈશ્વરકૃપાથી બહુજ દોડાદોડ કરતાં અમે દસમાં પાંચ કમે સ્ટેશન પર પહોંચ્યા. ગાડી ઉપડવાનો ઘંટ થયો. નાના મોટા સર્વના ને વખતે મોં પર નિરાશા સ્પષ્ટ છવાઈ ગઈ મજુરો પોતાની સ્વેચ્છા પ્રમાણે સામાન ઉપાડવા મંડ્યા સખ્યા પણ તેમણે મરજી પ્રમાણે પોતાની વધારી દીધી. બરાબર બે મિનિટ પહેલાં અમે પ્લૅટફૉર્મ પર દાખલ થયા સંજોગોનું બળ કેટલીક વાર ઘણું અસરકારક નીવડે છે સ્ટેશનના પ્લૅટફૉર્મ પર તે વખતે સ્ટેશનમાસ્તર, તેના ટિકિટકલેક્ટરો, ને ગાર્ડ—એ બધા એક ટોળામાં સાથે ઊભા રહીને વાત કરતા હતા તેમને સ્પેશ્યલ ટિકિટ બતાવવામાં આવી. ટિકટકલેક્ટરે અમારા ડબ્બામાં બીજા ઉતારુઓને મુસાફરી કરી ડબ્બા પરનું કાર્ડ ખસેડી લીધું એટલું સ્ટેશનમાસ્તરે "આમનો ડબ્બો ક્યાં છે?" "ડબ્બો હોવોજ જોઈએ"—એ વચનોનો ઉચ્ચાર કર્યો ને તરત અમે નિશ્ચિંત થયા. ટિકિટકલેક્ટર ગુસ્સે તો થયો પણ તે નિરાધાર હતો. તેનું પોગળ બહાર આવ્યું ડબ્બો અમને સારે નસીબે પાછો મળ્યો, ને ભૂલ ટિકિટકલેક્ટરની હોવાને લીધે અમે મોડા ગયા હતા તે વાત

ઢંકાઈ ગઈ. ગાડી પણ દસ મિનિટ મોડી ઉપડી. સ્ટેશનમાસ્તરની વર્તણૂક ખરેખર ઘણીજ ઉમદા હતી સ્ટેશન પર એ હાજર ન હોત તો અમે ગાડી ચૂકતજ, પાછા ક્યા જાત તે સમજાતું નથી, ને તકલીફ પણ ઘણીજ પડત. કલકત્તાના સ્ટેશનના ઉપલા અધિકારીઓનો આમ અમને ઘણોજ સારો અનુભવ થયો ગાડી ઉપડ્યા પછી દરેકને ત્યાં અપરિમિત આનંદ થયો.

વૈદ્યનાથ:—સવારે દસને સુમારે અમે વૈદ્યનાથ પહોચ્યા. વૈદ્યનાથમાં શિવગંગામાં નહાવાનું ને શિવના દર્શન કરવાનું છે. શિવગંગાનું માહાત્મ્ય પંડ્યાઓ ઘણું મોટું દર્શાવે છે. પ્રથમ અમે ત્યાં ગયા ને સ્નાનકર્મથી પરવાર્યા. કુંડ ઘણો મોટો છે, પાણી બહુ ઊંડાં નથી તોપણ સ્વચ્છ છે તેથી નહાવાથી આનંદ થયો. ગામ ને મંદિરની નજીકજ કુંડ હતો. તોપણ બ્રાહ્મણો કે ભિક્ષુકોની ત્યાં પજવણી નહોતી તેથી સ્વસ્થ ચિત્તે નહાવાનો આનંદ અનુભવી શકાયો મંદિર બ્રાહ્મણોથી ચિક્કાર હતું. ત્યાં મુખ્ય દર્શન જ્યોતિર્લિંગ ને પાર્વતીના કરવાનાં છે. તે કરી ત્યાંના વિશાળ ચોકમાંથી ઉઘાડે પગે અમે બહાર નીકળ્યા. ચોક ઘણો મોટો છે એટલે બપોરે ઉઘાડે પગે તેમાં ચાલવું ઘણું વિકટ થઈ પડ્યું

મંદિરમાંથી ધર્મશાળા જતાં ગામમાં અમે થોડુંઘણું ફર્યા. ગામ નાનું છે વેપાર કે ઉદ્યોગ કશો નથી હવા ફંડી છે તેથી હવા ખાવા ઠેઠ કલકત્તાથી પણ કેટલાક લોકો ત્યાં જઈ રહે છે. તેમને માટે બંગલાઓ, ગામમાં ને ગામની બહાર છૂટા છવાયા, નાના, પણ સુન્દર જોવામાં આવે છે.

સાંજે ચાર વાગતે અમે કાશી જવા માટે દેવગઢ સ્ટેશનથી ઉપડી વૈદ્યનાથ જંક્શન પર જઈ પહોચ્યા. દેવગઢથી વૈદ્યનાથ જંક્શન સુધી પાકી સડક છે ને રસ્તો વૃક્ષોથી આચ્છાદિત છે. એ વાતની અમને મોડી ખબર પડી. નહિતર ઘોડાગાડીમાંજ જંક્શન સ્ટેશને જાત ને ત્યાંથી મેન લાઈનમાં મુસાફરી કરત તેમ કરવાથી એક સ્ટેશન બદલવાની ખટપટ મટત ત્રણ ત્રણ જંક્શન સ્ટેશનો આવતાં હોવાથી ને દેવગઢનું સ્ટેશન છેકજ નાનું હોવાથી ગાડીની સગવડ અમે આ વખતે કરી શક્યા નહોતા દેવગઢ સ્ટેશન પર નહિ તાર ઑફિસ, નહિ જુદો સ્ટેશન માસ્તર, ને નહિ જુદો ટિકિટ માસ્તર. એક સાધારણ કારકુન સ્ટેશનનું બધુંજ કામ ચલાવી લેતો હતો.

ઈશ્વરકૃપાથી વૈદ્યનાથ જંક્શન પર અમને જોઈએ તેવી જગ્યા મળી ગઈ. આ સ્થળે એટલું કહેવું જોઈએ કે એ પાસની ઇન્ટર ક્લાસની ગાડીમાં

ઘણુંખરૂં સગવડ સારી મળેજ છે. તેથી જ્યારેજ્યારે ઘણાં જંક્શનો વચમાં આવતા કે જ્યારેજ્યારે ગાડીના ૯॥ રિઝર્ડ કરાવવાનું અમને નહિ ફાવતું ત્યારેત્યારે અમે ઇન્ટર ક્લાસમાજ મુસાફરી કરતા, ને તેથી જોઈએ તેવી સગવડ ભોગવતા. ગાડીમાં અમે ગોઠવાયા. કોઈ પોલાસે આવીને સલામ કરી તો કોઈ પોર્ટરે. કારણ શું? "સાબ આપકુ ચેનસે બેઠનેકા મિલા." અમારે હસવા સિવાય ઉત્તરમાં બીજુ ભાગ્યેજ આપવાનું હતું.

કાશીમાં પહેલીજ વખતે કાશીવિશ્વનાથ, અન્નપૂર્ણા, ને ઢુંઢીરાજનાં દર્શન અમે કર્યાં હતાં. તે ઉપરાંત દર્શનમાં કાલભૈરવનાં બાકી હતાં. દુર્ગાકુંડ આગળ દુર્ગાદેવીનું દહેરૂં છે. દુર્ગાકુંડ પાસેજ અમારા મિત્ર પંડિત ગોવિન્દદાસનો બંગલો હતો. એટલે ત્યાં અમારે બેત્રણ વાર જવાનું થયું હતું. દુર્ગાદેવીનું મંદિર લાલ પત્થરોનું ચણેલુ છે. તેની સફાઈ દૂરથીજ જોનારની આંખો ખેંચે તેવી છે. તેમાં માકડાંઓનું જોર વિશેષ છે. એકલ ડોકલ હોય ને જો એકાદ માકડું છંછેડાયુ તો પછી પૂછવુંજ નહિ. બનતા સુધી માકડા કંઈ ઈજા કરતા નથી. માત્ર તેના સામે આપણે ન જોવું ને આપણે આપણું કામ કર્યા જવું.

ઍની બિસાંટની કૉલેજનું મકાન પણ અમે જોઈ આવ્યા. તે વખતે રજા હતી એટલે શિક્ષણ કેવું ચાલે છે તે જોવાનો લાભ અશક્ય હતો. મકાન સગવડવાળુ ને મોટુ છે

કાશીમાં પંચતીર્થી કરવા ઘણુંખરૂં બધાજ યાત્રિકો જાય છે. પંચતીર્થમાં અસી, પંચગંગા, દશાશ્વમેધ, મણિકર્ણિકા, ને વર્ણાનો સમાવેશ થાય છે આ બધે ઠેકાણે વહાણુમાં બેસીને જઈ શકાય છે. સવારે સાતને સુમારે અમે મણિકર્ણિકાથી નીકળ્યા ને બધે ઠેકાણે જઈ આવતા બપોરના બે વાગ્યા. એક છેડે અસી છે ને બીજે છેડે વર્ણા છે વચમાં વાગણમાં વસેલી છે. ઠેઠ સુધી પત્થરના ઘાટો આવ્યાજ કરે છે સલગ આટલા બધા ઘાટો હિંદુસ્તાનમાં બીજે કોઈજ ઠેકાણે નથી. વહાણુમાંથી બેઠા બેઠાજ આ બધા ઘાટો જોઈ શકાય છે. ઘાટોને લીધે કાશીની શોભા ખરેખર અનુપમ લાગે છે. આ સુંદર દેખાવની સાથે કેટલી વાર કોઈ અડધુ કોચેલું, તો કોઈ તરતનું પડેલું તણાતું શબ પણ જોવામાં આવે ખરૂં. પરંતુ દૂરથી તેને વિષે જેટલું સાંભળવામાં આવે છે તેટલું બધુ ખરૂં નથી. આવું શબ માત્ર કોઈ

કોઈ ગરીબ માણસનું અથવા તો સાધુ સન્યાસીનુંજ હોય છે. બીજી વાત લક્ષ ખેંચે એવી એ છે કે ઘણુંખરૂં દરેક ઘાટ આગળ કાશીની ગટરનાં પાણીનો ખુલાસો થાય છે. ગગા જેવી સ્વચ્છ નદીમાં ને ઘાટોના સ્વચ્છ ધામ આગળ આવી રીતે પાણીનો નિકાલ થાય તે અનિષ્ટજ છે. અલબત, ગંગામાં પાણી ઘણુંજ ઊંડું હોવાને લીધે તેમજ નદીનો પટ બહુ મોટા હોવાને લીધે આ પાણી ક્યાંએ સમાઈ જાય છે. છતાં શહેરથી દૂર કોઈક કેકાણે બધું પાણી કાઢવામાં આવતું હોય તો ઉત્તમ. દોષ કુદરતનો નથી, મનુષ્યનો છે; કુદરત તો આ સ્થળે એવી સુંદર છે કે મલિનતા ક્યાંએ છુપાઈ જાય છે. ત્રીજી વસ્તુ લક્ષ ખેંચે એવી એ છે કે મણિકર્ણિકા ને રેલ્વેના પૂલની વચ્ચેના ઓવારા પર ઘાટોની નજીકજ કેટલાક રાજા રજવાડાઓના નિવાસસ્થાન છે. તે મકાનો સંગીન, ઊંચાં, ને બાંધણીમાં જુદી જુદી જાતનાં છે.

## પંચતીર્થ જતાં.

વિમલ જલને તીર્થે લોકો વિશુદ્ધ થતા હતા,
રવિ-ઉદયનાં કૂંળાં રશ્મિ સુખે હસતા હતાં;
પવન મીઠડો અંગો સાથે ધીરો રમતો હતો,
ઉદકસમીપે શાન્તિદેવે નિવાસ કર્યો હતો. 1.

× × × ×

ત્યાં નાવ સુંદર આગમનથી દૃષ્ટિ મમ ‘કર્ષિત થઈ,
રવિ-ઉદયના કિરણો તણી આનંદની કેલી ગઈ;
મીઠા અનિલની મિષ્ટતા લેવા પ્રબળ ઇચ્છા વધી,
શાન્તિતણા સામ્રાજ્યમાં આશ્રિત થવા બુદ્ધિ બની. ૨.
નાવ આવ્યું સમીપમાં સોપાનની હારો કને,
ને ગોઠવાયો સર્વ ત્યાં અમ સંઘ હર્ષે તે વિષે,
જયકાર કાશીનાથના “ શંભુ ” તણા ઉચ્ચારનો,
રણકાર કાંઠા પર પયો જ્યમ ધર્મનો ડંકો થયો. ૩.

+ + + +

ડોલતું ડોલતું તોએ, ધીર ગંભીર તાનમાં
ક્ષણુવારમહીં પ્હોંચ્યું, નાવ તે વારિમધ્યમાં ૪.

\+ + + +

અહા શું શોભે છે નગર અહીંથી આ સમીપમાં,
દીપે કેવા ઘાટો રમણીય કિનારા નજીકમાં,
દીપે શું દહેરાંઓ કંઈ કંઈક છે ઘાટ નવલા,
ખરે સોપાનો આ, સ્વરગ પર જાણે લઈ જતાં. ૫

\+ + + +

અરે રે શું તણાએ છે, વેગથી એ સ્થળે જુઓ,
નગ્ન ને અર્ધ કોહેલું, માનવીશબ માનજો. ૬.
બિચારો કોઈ દુર્ભાગી કે વા સાધુ હશે ભલો,
ભાગ્યહીન નથી એ તો ભાગ્યવાન કહુ ભલો. ૭.
જીવતા દેહની માયા, જીવતો દેહ મિત્ર છે,
ગયા જીવ પછી સર્વે, દેહને તો સમાન છે ૮.

\+ + + +

ખસી જાઓ ખસી જાઓ, અરે ઓ બટુકો તમે,
નાવથી દૂર રહેજો ને નાવને ના અડો તમે. ૯.
ક્રીડનો જલ મીઠામાં છેક બાલિશતા ભર્યાં
ઉછાળી જલ વેગેથી નાવસાંનિધ્ય આવિઆ. ૧૦.
ક્રીડન અને તોફાનમાં આનંદ તે સૌ માનતા,
રોક્યા ન તે કોના રહે મસ્તાન થઈ તે મ્હાલતા;
નથી મરતતા તોફાન ના નથી વિઘ્નસંતોષી જરા,
પીતા હસે સંપૂર્ણ એ સ્વાતંત્ર્યના જલના ઝરા. ૧૧.
સુખી રહેજો ભલે લેજો લ્હાવા સ્વાતંત્ર્યના તમે,
શૈશવે શુદ્ધ આનંદો સહુ સ્વાતંત્ર્યથી ગ્રહે ૧૨.
નથી મળ્યા શૈશવલ્હાવ જેણે,
નથી કર્યાં ક્રીડન ખૂબ જેણે,
નથી રમ્યાં બાલ્યપણે બહુને,
નથી જીવ્યાં જીવન શુદ્ધ તેણે. ૧૩.

\+ + + +

ગઢી. ત્યાં હનુમાનની મોટી મૂર્તિ છે. મંદિર ઘણુંજ ઊંચું છે. લોકો તેથીજ તેને 'ગઢી' કહેતા જણાય છે. ચઢતાં ચઢતાં શ્વાસ ભરાઈ જાય છે. આ મંદિરમાં વાનરનું બળ વિશેષ છે. તેથી પગથીઆં નીચેની દુકાનોવાળાઓ ચણા વગેરે વેચે છે. તે સાથે રાખીએ છીએ તો પછી વાનરોની પજવણી નથી થતી, નહિતર ઘણે ભાગે થાય છેજ. બીજાં રામચંદ્રજીનાંજ મંદિરો જોયાં. અયોધ્યાનું પ્રાચીન માહાત્મ્ય ઘણું હતું. તે માહાત્મ્યનું સ્મરણ કરાવે એવી હાલમાં ત્યાં કશી વસ્તુ નથી. પણ રામચંદ્રજી પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરાવે એવાં ત્યાં અનેક મંદિરો છે. આખું ગામ મંદિરોથી ભરપૂર છે, ને દર્શન વખતે કોઈ જાતની પજવણી નથી. તેથી અયોધ્યાનાં થોડાં પણ સુખદ સ્મરણોજ હજી સ્મૃતિપ્રદેશમાં રમ્યાં કરે છે.

ઘેર પાછાં જતાં અમે અયોધ્યાના મોટા મોટા રસ્તાઓ ને મકાનો જોતા ગયા. ગામ નાનું તોએ સ્વચ્છ તો ખરૂં. હવા અમને ઠંડી લાગી. શાન્તિ ને નિવૃત્તિનો અનુભવ આ ગામમાં ઠીક થયો. ગામ આખુંજ જાણે શાન્તિ ને નિવૃત્તિનું નિવાસસ્થાન જોઈ લ્યો. નથી ત્યાં વ્યાપાર, નથી ઉદ્યોગ, નથી કંઈ જાતની જાહોજલાલી, છતા ગામના ને મંદિરોના દેખાવમાંજ કંઈક એવું હતું કે બને તો ફરી એક વાર અયોધ્યા જવું ને થોડાક દિવસ ત્યાં રહી આવવું એવુ લાગ્યા કરે છે. અપૂર્ણ.



## નોબલ પ્રાઇઝ.+

સર આશુતોષ મુકરજી કહે છે તે યોગ્યજ છે કે મિ. રવીન્દ્રનાથ ટાગોરને સાહિત્યને માટે મળેલું નોબલ પ્રાઇઝ સ્પષ્ટ બતાવી આપે છે કે એમનાં લખાણો હવે જગતમાં એક પ્રબળ શક્તિ તરીકે સ્વીકારવામાં આવ્યાં છે, અને એમની કલ્પનાશક્તિનાં સૌથી સુંદર ફળોનાં વિશિષ્ટ લક્ષણો તરીકે સૌંદર્ય તથા સ્વદેશાભિમાન ઉપરાંત જે અધ્યાત્મતત્ત્વ દૃષ્ટિગોચર થાય છે તેનું માહાત્મ્ય અક્ષય્ય છે અને તે સ્થાનિક તથા જાતિગત વિકારોથી મુક્ત છે. મિ ટાગોરના કેટલાક લખાણોમાં કવિકલ્પનાના ઉચ્ચતમ આદર્શોનો સંગ્રહ છે અમે વિશેષ હર્ષ સાથે જણાવીએ છીએ કે કલકત્તા યુનિવર્સિટિ

+ એક અંગ્રેજી લેખ ઉપરથી.

પણ આપણા રાષ્ટ્રીય કવિને 'ડૉક્ટર ઑવ્ લિટરેચર' (સાહિત્યાચાર્ય)-ની માનવંતી પદવી એનાયત કરવાની છે.

નોબલ પ્રાઇઝોનો ટુંક હેવાલ નીચે આપવામાં આવે છે:—

નોબલ પ્રાઇઝો ટ્રસ્ટીઓને સોંપેલા એક ફંડમાંથી દર વર્ષે અ-પાય' છે. એ ઇનામો જનસમૂહના કલ્યાણમાં સૌથી મોટો ભાગ લેનારને વહેંચી આપવામાં આવે છે. તેના પાંચ હિસ્સાઓ કરેલા છે, અને તે (૧) પદાર્થવિજ્ઞાન, (૨) રસાયનશાસ્ત્ર, (૩) વૈદ્યક અથવા ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર (૪) સાહિત્ય, અને (૫) સુલેહની જાળવણી*—એટલા પ્રદેશોમાં કામ કરનારને આપવામાં આવે છે. આ પ્રમાણેનું વિલ કરનાર એક સ્વીડનના આલ્ફ્રેડ નોબલ નામના વિજ્ઞાનશાસ્ત્રી હતા તેમણે ડાઇનૅમાઇટની શોધ કરી હતી અને આશરે ૧,૭૫૦,૦૦૦ પાઉંડની મિલકત મૂકી સને ૧૮૯૬ની તા. ૧૦મી ડીસેંબરે મરણ પામ્યા હતા. નોબલના મૃત્યુ પછી પાંચમા સાંવત્સરિક દિવસે એટલે સને ૧૯૦૧ની તા. ૧૦મી ડીસેંબરે પહેલવહેલા ઇનામો અપાયાં હતાં. (૧) પદાર્થવિજ્ઞાન તથા (૨) રસાયનશાસ્ત્રનાં ઇનામ સ્વીડનની વિદ્યાને લગતી પરિષદ્ નક્કી કરે છે; (૩) વૈદ્યક અથવા ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રના ઇનામનો નિશ્ચય સ્ટૉકહોમનો વૈદ્યકનો સમાજ કરે છે; (૪) સાહિત્યના ઇનામનો નિર્ણય કરનાર સ્વીડનની સાહિત્યપરિષદ્ છે; અને (૫) સુલેહને લગતું ઇનામ નૉર્વેની સ્ટૉર્ટિંગ (રાજસભા) એ ચૂંટી કાઢેલા પાંચ પુરુષોની કમિટિ તરફથી મુકરર થાય છે. સ્વીડનની સરકાર બોર્ડ ઑવ્ ડિરેક્ટર્સનો પ્રેસિડન્ટ નીમે છે.

---

## સને ૧૯૧૩નું આનન્દપર્યટન.

ગયાં બે વર્ષની માફક આ સાલ પણ કૉલેજના ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓને આસિસ્ટંટ માસ્તર મિ. શાકરલાલ અમૃતલાલ દવે તથા પ્રૅક્ટિસિંગ સ્કૂલના હેડ માસ્તર મિ. ફૂલચંદ કકલચંદ શાહની દેખરેખ નીચે કાઠિઆવાડમાં દ્વારિકા સુધી પર્યટન કરવા માટે મોકલવામાં આવ્યા હતા.

---

+ એક અંગ્રેજી લેખ ઉપરથી

* પાંચમા વિષય તરીકે 'સુલેહ'ની ખાસ પસંદગી કરવાનું કારણ એ કહેવાય છે કે દુનિયામાં ડાઇનૅમાઇટ નામની નાશકારક વસ્તુની શોધ નોબલને હાથે થઈ તેથી જાણે તેના પ્રાયશ્ચિત્તરૂપે સુલેહની જાળવણીને માટે બને તેટલું ઉત્તેજન આપવું એવી નોબલની ઇચ્છા હતી.

ગુજરાતના રહીશોને ગુજરાતમાં ને ગુજરાતમાં પર્યટન જોવાનો તથા અનુદ્ભાવનનો પ્રસંગ કવચિતજ આવે છે, અને એ બેઉ વસ્તુનો ખ્યાલ શિક્ષકને માટે આવશ્યક છે એમાં સંદેહ નથી. આ લાભ આપવાની ઇચ્છાથી આ કાઠિઆવાડની મુસાફરી પસંદ કરવામાં આવી હતી. પર્યટન માટે ગયેલા સ્કૉલરોમાંથી કેટલાક દર વર્ષે માફક મુસાફરીનું વર્ણન નિબંધરૂપે લખી ઇનામ મેળવવા માટે હરીફાઈ કરી હતી. સ્કૉ. મણિશંકર હરદેવરામનો નિબંધ ચઢિઆતો હોવાથી તેમને રૂ. ૫ ) નું ઇનામ આપવામાં આવ્યું છે, ને તેમણે લખેલો નિબંધ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## " કાઠિઆવાડની મુસાફરી ".

ઊછળી જતા ઉમંગમાં તા. ૨૭ નવેમ્બર ૧૯૧૭ના દિવસે સાંજે જમી પરવારી, લાંબા વખતથી ધારેલી કાઠિઆવાડની મુસાફરી માટે તૈયાર થયેલો અમારો નાનકડો સંઘ ગુરુવર્ય શ્રીકમળાશંકરભાઈની આજ્ઞા લેવા ગયો ' તમો સર્વે સંપસંપીને ' રહેજો,' ' આપણી કૉલેજનું સારૂં બોલાય એવું વર્તન રાખજો,' એવાં અમૃતપ્રાય શિક્ષાવચનો સાંભળી નમન કરી, બાવીસ વિદ્યાર્થીઓના સમૂહ તથા સ્ટેશન સુધી વળાવવા માટે આવેલા અન્ય સ્કૉલર-બંધુઓ સ્ટેશને આવ્યા. સાથે આવનારા માસ્તર સાહેબો મે શંકરલાલ અમૃતલાલ દવે તથા ફુલચંદ કકલચંદ શાહ સ્ટેશને હાજર હતા અમદાવાદથી ઉત્તર દિશાએ ગમન કરનાર ટ્રેનમાં ખાનાં રિઝર્વ કરાવી બાવીસ સ્કૉલરો, બે રસોઈઆ, એક પટાવાળો સિપાઈ, તથા એક નોકર, મળી છવીસ માણસો થર્ડ ક્લાસમાં તથા બે માસ્તર સાહેબો સેકંડ ક્લાસમાં બેઠા. રાત્રિના આઠ વાગ્યા હતા. દિવસ કાર્તિક સુદિ પંચમીનો હતો શરત્પૂર્ણિમાના ચંદ્રનો કંઈક પ્રકાશ ઓછો થયેલો છતાં નિર્મળ તેજ આપનાર વિધુ અમારી સાથે સાણંદ સ્ટેશન સુધી કુદરતી સૌંદર્યની નિરીક્ષામાં મદદગાર થયો. ચંદ્રમા અસ્ત થયો એટલે અમે પણ કંઈક નિદ્રાદેવીના સપાટામાં સપડાવા લાગ્યા. કેટલાક જાગ્રત્ અવસ્થામાં ને કેટલાક અર્ધકચરી નિદ્રામાં રમણ કરતા હતા; એવામાં વીરમગામ જંક્શન આવ્યું અહિં ગયે સાલ આ કૉલેજમાંથી સીનિઅર થઈ ગયેલા અમારા એક મહેતાજી મોહનલાલ બાપુજીએ ચાપાણી, તથા પાનસોપારીથી અમારૂં આતિથ્ય કર્યું વીરમગામથી વઢવાણ જનારી ટ્રેનમાં અમે બેઠા વઢવાણથી મોળા જંક્શને સવારે સાત કલાક ને પાંચ મિનિટે ઊતરી દાતણપાણી કર્યું.

સાંસુધીમાં એક પછી એક સ્ટેશન અનુક્રમે આવ્યાં અને ચાલ્યાં ગયાં. ધોળા સ્ટેશન મૂક્યા પછી કાઠિઆવાડના પહાડોની હાર, ઝાડો વિનાનો વેરાન પ્રદેશ—એ સર્વેનો આનંદ અનુભવતા, ડુંગરાની ધાર જોતા, સિદ્ધરાજ જયસિંહે ઔદિચ્ય બ્રાહ્મણોને દાનમાં આપેલા શિહોર ગામ નજદીક આવી પહોંચ્યા. શિહોર સ્ટેશનથી શિહોર ગામ પાસેજ છે. મોટો ડુંગર, તેની તળેટીમાં શિહોર ગામનાં ઘર, ડુંગર ઉપર શિહોરી માતાનું દેરાું, અને બીજી બાજુ દરિયાનો ખારનો પ્રદેશ—એ સર્વે અદ્ભુત દેખાવોએ અમારૂ સર્વેનું મન હરણ કર્યું. નાના બાળાની, કલાકે બાર પંદર માઇલનો રસ્તો કાપનારી, ધીરી ટ્રેનમાં ચાલતાં "ભાવનગર પરા" નામનું સ્ટેશન આવ્યું. અહિં એન્જિનોનાં કારખાનાં તથા આજુબાજુ આવેલાં ખજુરનાં ફૂલનાં ઝાડો જોયાં. ભાવનગર સ્ટેશન ત્યાંથી થોડુંજ દૂર હોવાથી અમે અમારાં કાગી શેતરંજીથી બાંધેલાં બિસ્તરા સંભાળવા મંડયા. ભાવનગર સ્ટેશન આવ્યું સર્વે પોતપોતાનાં ટ્રંક બિસ્તરા લઈ ઊતર્યા. સ્ટેટના દિવાન સાહેબ ત્રિભોવનદાસ કાળીદાસ કે જે અમારા ત્રીજા વર્ગના સ્કૉલર છોટાલાલ ગિરધરલાલના કાકા થાય છે તેમણે કરી રાખેલી ગોઠવણ મુજબ અમે દાદાસાહેબની ધર્મશાળામાં ઊતર્યા. એ તા. ૪ થીનો દિવસ હતો. સર્વે શ્રાન્ત હતા, છતાં રા. ફૂલચંદ માસ્તર સાહેબની ઓળખાણથી સર્વેને ઊના પાણીએ નહાવાનું મળ્યું તેથી શ્રમ દૂર થયો. દિવાન સાહેબના મેમાન તરીકે એ દિવસે રહી સાંજે "આલ્ફ્રેડ હાઇસ્કૂલ" નું મકાન જોવા ગયા. ત્યાંની સર્વે સંગ્રહ સ્થાનની વસ્તુઓ જોઈ રા. રા. કૌશિકરામભાઈ કે જે કેળવણીખાતાના અગ્રણી—વિદ્યાધિકારી છે તેમની તરફથી ચાપાણી થયાં તે સ્વીકારી મુકામે આવ્યા. રાત્રે ગિરનાર, શેત્રુંજો, અમેરિકાનો દેખાવ, દરિયાની અંદર રહી લડનાર આગબોટોનો દેખાવ, ભાવસિંગ મહારાજની પ્રતિમા, વગેરે આકર્ષક ચિત્રો જોઈ રાત્રે મુકામે આવી સૂઈ રહ્યા. બીજે દિવસે એટલે તા. ૫મી ની સવારે નગરશેઠ અમરચંદભાઈ તરફનું આમંત્રણ થયું એ શેઠ ફૂલચંદ માસ્તર સાહેબના જ્ઞાતિલા અને કેળવણીખાતાના સ્કૉલરો ઉપર અત્યંત પ્યાર ધરાવનાર હતા. તેમને ઘેર ચાપાણી કરી તેમના તરફથી આગ્રહપૂર્વક થયલો સત્કાર સ્વીકારી પશ્ચાદ્ને સહેજ વિસામો લઈ દિવાન સાહેબ તરફથી આવેલી બે ઘોડા જોડેલી મોટી ગાડીઓમાં બેસી ભાવનગરનું બંદર, પીલ ગાર્ડન, બાર્ટન લાઇબ્રેરિ, પાનવાડીનું રેસ્ટ-હાઉસ, ગોતી-

;ભાગની રાજા સાહેબની કચેરી; વગેરે સર્વે જોવા લાયક મકાન જોયાં. બધા મકાનમાં રાજદારી ચીજો ઘણીજ ઉત્તમ હતી. એ સર્વેનું વર્ણન કરવાની બહુ જરૂર નથી, કારણ કે વડોદરા, જયપુર, એ શહેરોના મ્યુઝિઅમ ઘણા-ખરાએ જોયલાં છે. પણ ગૌરીશંકર તળાવ ઉર્ફે બોરસાગર નામનું મોટું સરોવર જોવા જેવું છે.

એ તળાવ જોવા અમે સર્વે પગપાળા ગયા હતા. પ્રભાતનો વખત હતો એટલે ત્યાં એટલો આનંદ થયો કે તેનું યથાસ્થિત વર્ણન થઈ શકે એમ નથી. એ તળાવમાંથી આખા શહેરને પાણી પૂરૂં પાડવામાં આવે છે. ગેહેથી નામની નદીને એ સરોવરમાં વાળેલી છે. ચારે બાજુ ફરતી પાળ બાંધેલી છે. વધારાનું-પાણી એક બાજુથી વહી જાય છે. તેની એક નદી વહેળા-રૂપે ચાલે છે. ઉપર ઝૂલતો પૂલ બાંધેલો છે. તે આશરે ૫૦) ફુટ લાંબો હશે. એ પૂલ જોઈ લુકની આગળના પૂલનો અનુમાનભાસ થયો હતો.

તા. ૫મીએ સાંજે સવા ૭ વાગે ઉપર લખેલી મોટી ગાડીમાં બેસી સ્ટેશને આવ્યા. ટ્રેનની ટિકિટ લઈ રાત્રિએ પાલિતાણે આવ્યા. ત્યાં સ્ટેટ તરફથી સર્વે ગોઠવણ મિ. ગામી તથા માસ્તર સાહેબ ચાંપસિંહ ભાઈએ કરી રાખી હતી. અહિં પણ શ્રાવકની ધર્મશાળામાં મુકામ કર્યો.

તા. ૬ઠ્ઠીએ સવારે ૭ વાગે ઊઠી આઠ વાગે પાલીતાણાના શેત્રુંજા ડુંગરની તળેટીમાં આવી ચઢવું શરૂ કર્યું. ડુંગર ઉપર પત્થરનાં ચઢતાઊત-રતાં વગર ચણેલાં પગથીઆં છે. ચઢાવ અઘરો છે. પણ થોડે થોડે અંતરે વિશ્રામસ્થાન બાંધેલાં છે, એટલે બહુ થાક લાગતો નથી. સર્વે વિસામામાં "સાલા કુંડની પરબ" અમરચંદ ખીમચંદ ડમણી સુરતવાળાની બંધાવેલી તથા વડનાં,ઝાડનો વિસામો ઠીક છે ડુંગર ઉપરથી આસપાસનો દેખાવ અતિ-રમણીય દેખાય છે. એ ડુંગરમાંથી નદી નીકળતી નથી પણ ગીરના ડુંગર-માંથી નીકળતી શેત્રુંજી નદી થોડે દૂર સર્પાકારે દેખાય છે. વચ્ચે એકજ મોટી ખીણ છે. ઝાડપાન બહુ નથી. ડુંગર ઉપર બાંધેલા કુંડ છે. તેમાં સ્નાન કરી, આદીશ્વર ભગવાનની ટુંકમાં દર્શનાર્થે ગયા. ત્યાંની આરસની ગોઠવણ તથા આદીશ્વર ભગવાનના દાગીના અને દેવળની બાંધણી જોઈ

**સર્વધર્માણાં જૈનં જયતિ શાસનમ્** એ વાક્ય બરાબર યાદ આવ્યું. એ દેવળની મૂર્તિના ઘણા ઉદ્ધાર થયલા મનાય છે તેમાનો છેલ્લો ઉદ્ધાર ૧૫મા સૈકામાં થયલો કહેવાય છે. એ દેવળ જોઈ નવટુંક જોવા ગયા શરદ ઋતુનો તાપ તો હતો, છતાં પર્વત અને તે વળી પવિત્ર પર્વત તેમજ ૧૯૭૭ ફુટની ઉંચાઈ એટલે બહુ હેરાન ન થતાં, ૧–આદીશ્વરની ટુક જોઈ, ૨–મોતીશાની, ૩–બાલાભાઈની ૪–મોદીની- ૫–હીમાભાઈની ૬–ઉજમબાઈની ટુક ઉર્ફે નંદીશ્વરદ્વીપ ૭–ઠાકરશાની ૮–છીપાભાવાની ૯–સદાસોમની ચોમુખની ટુક જોઈ. ચોમુખની ટુક બધા કરતાં ઊંચી છે. અહિંથી દષ્ટિમર્યાદા બહુ વિશાળ દેખાય છે, અને કંઈક ભાન થાય છે કે જો આપણા મનની મર્યાદા એવી વિશાળ રાખીએ તો પ્રભુપદ પ્રાપ્ત કરતાં વિલંબજ ન થાય.

તા ૭મીએ શહેરમાં ડૂબી ગયલા માણસોની જગ્યા જોઈ શોકમાં અત્યંત ગરકાવ થઈ ગયા. તા–૧–૬–૧૩ નો ઘાતદિવસ જ્યાં ત્યાં ભીંતિ કોતરેલો અવલોકી રેલનું નુકસાન કેવું ભયંકર હોય છે, તે બરાબર જોયું. તા. ૮મીએ ડુંગર પર ચ્હડેલા તેનો થાક ઊતરી રહ્યો, તા. ૯મીએ ગાડીમાં આખો દિવસ સવારે ૯થી સાંજે સાડાપાંચ સુધીનો વ્યતીત કર્યો સાડા પાંચ વાગે જૂનાગઢ શહેર અને ગિરનાર ગઢનાં દર્શન થયાં જૂનાગઢ શેહેર જોતાં રોમેરોમ હરખ અને રાણકદેવીના દુહાના રાગડા સ્કૉલરોના મુખમાંથી નીકળવા માંડયા, "મા પડ મારા આધાર ચોસલા કોણ ચડાવશે, ગયા ચડાવણહાર" વગેરે આલાપો કરતા સ્ટેશન પર ઊતર્યા ગાડી ભાડે કરી શ્રાવકની ધર્મશાળામાં ઉતારો લીધો એ ધર્મશાળા નગરશેઠ હેમાભાઈની બંધાવેલી છે.

તા ૧૦મીને દિવસે નરસિંહ મહેતાનો ચોરો તથા શકરબાગ જોઈ તા ૧૧મીએ દરબારી સિગરામમાં બેસી ગિરનારની તળેટીએ જવા નીકળ્યા. એક બાજુ રેવતાચળ પર્વત, બીજી બાજુ ઈટિવો નામનો પર્વત, અને વચ્ચે સડક જેમ વહાણમાં માર્ગ કાપનાં તળેટીએ આવ્યા. સવારે સાડાસાત વાગે ચડવું શરૂ કર્યું પગથીઆ ચણતર કરી, સુરંગ ફોડી, માર્ગ કરી, વચમાં બાંધેલાં છે સાત આઠ પગથીઆનો સમૂહ પુરો થાય કે એક પગથીઉં સપાટ આવે છે, વળી સાત આઠ દસનો સમૂહ થયે સપાટ–એ પ્રમાણે

ચઢતા, વચ્ચે હૃદયના ધમકારા વધી ગયે કંઈક ઊભા રહી વિસામો લેતા, આમ તેમ કુદરતી સૌંદર્ય અને ગિરિરાજનું ઔડપણુ, કિલ્લાકોટ માટે મજાનું અમણીપણુ વગેરેની પ્રશસા કરતા નેમીનાથ ભગવાનની ટુંકે આવ્યા શ્રાવક લેકોનાં દેવળોમા નેમીનાથજીનું સ્થાન બીજે નમ્બરે ગણાય છે. એ દેવળ નિહાળી દરવાજા બહાર જતા ૩૧૦૦ ફુટ ઉંચાઈનું પત્થરમાં કોતરેલું લેવલ દેખાયુ ત્યાંથી થોડેક દૂર ચઢયા એટલે "ગૌમુખી ગંગા" નામનું સ્થાન આવ્યુ. અહિં અમે સૌ ગિરધરલાલની બધાવેલી ધર્મશાળામાં ઊતર્યા કુંડમા નાહી હિમવતી ગંગાના હિમ જેવા પાણી કેવાં લાગતાં હશે તેનુ અનુમાન કર્યું ગિરનાર પર્વત લીલો કહેવાય છે, કેમકે ઝાડપાન તથા પત્થરની મોટી ગહામાથી નીકળતાં પાણીનાં ઝરણુ એ પર્વતમાં છે એવી રીતે ઝરણુંથી થયેલા ગૌમુખી ગંગાનો કુંડ, હનુમાનધારા, કમંડલ કુંડ વગેરે ગિરનાર પર્વતમાં છે

ગિરધરલાલની ધર્મશાળામાં જમી પરવારી પત્થરચટ્ટી, સતદાસજીની ટુંક, તથા શેષાવન જોઈ સાજે નેમીનાથની ટુંકમાં પાછા ઊતરી સૂર્ય દેવ સાંજ થઈ જવાથી હનુમાનધારા જઈ શકાયુ નહોતું બારસની ચાદની હતી ને સૌને પર્વત પર ચઢવાનો થાક હતો, છતાં નેમીનાથની અગાસી ઉપર ચઢી આસપાસનો દેખાવ સાકરલાલ માસ્તર સાહેબે આનન્દથી બતવ્યો તે જોયો કવિઓ કલ્પના કરી કેવી રીતે કવિતા બનાવે છે, તેનું સારૂં અનુમાન થયુ. આજુબાજુની ખીણુ અને ઝાડપાન ઉપર પડેલી ચાદની જોઈ કુદરતનુ સારૂં જ્ઞાન થયુ રાતે શ્રાન્ત થયલા હોવાથી સારી રીતે નિદ્રા આવી ગઈ સવારમાં ઊઠી અબાજીની ટુક, ગોરખની ટુક; અને દત્તાત્રયની ટુકની મુલાકાત લીધી સૌમા ગોરખની ટુક ઊંચી છે. ત્યાં આગળ એ પર્વતની ઉંચાઈ ૩૬૬૬ ફુટ છે. દત્તાત્રયની ટુંકનો ચઢાવ અઘરો હોવાથી એ ટુક કેટલાક સ્કૅાલરો ચઢયા નહોતા. મધ્યાહ્‌ને ગૌમુખી ઉપર આવી જમી પરવારી સાંજના પર્વત ઊતરી આવ્યા. ઊતરતાં માત્ર ૩૦થી ૪૦ મિનિટ લાગી હતી. તળેટીએ સિગરામ હાજર હતા તેમા બેસી અશોકનો તથા રુદ્રદામાનો લેખ જોયો. આજ સુધી લેખના પાળીયા કેમ કોતરાય છે, તેનુ ભાન કોઈજ સ્કૅાલરને ભાગ્યે હશે. કોઈ ઊભો પત્થર કે જેના પર માણસનાં માપ કોતરાય છે એવો-ધારતા હતા. કોઈ કાળો લાબો પત્થર હશે એમ ધારતા હતા, પણુ આ પત્થર તો પાસેના રૈવતાચળ પર્વતમાંથી ઘસી આવેલી મહાશિલા છે. દશ ફુટ

ઊંચો અને વીસેક ફુટ લાંબો હોઈ તે ઉપર સારા અક્ષરે પાલી ભાષામાં લેખ કોતરેલા છે, કોઈ અક્ષર ખંડિત થયો નથી, ઉપર ધર્મશાળારૂપે મકાન બંધાવેલું છે તે લેખનું રક્ષણ કરે છે એ લેખ જોયા પછી અમારો સિમરામ દામોદર કુંડ આગળ અટક્યા. એમાં મરેલાં માણસનાં હાડકાં નાખવામાં આવે છે. હાડકાંને ઓગાળે એવો એના પાણીમાં ગુણ છે. પાંચ આનાનો કર એ મિષે લેવાય છે. પાણી વહેતાં છે. કુંડ ઉપર દામોદર ભગવાનની મૂર્તિ છે. એ કુંડ રૈવતાચળની તળેટીમાં છે. એ દિવસ તા. ૧૨મીનો હતો.

તા. ૧૩મીને દિવસે સિગરામમાં બેસી જૂનાગઢ શહેરનો ઠાઠમાઠ, બજારનો ભપકો. તથા ગાડીખાનું, મકરબો (રાજાનો તથા તેના મામા બાઉદીનભાઈનો) સરદારબાગ, તથા તેમાંનાં જાનવરો, સિંહ, સિંહણ, તથા બીજાં પ્રાણીઆદિ વગેરે જોયાં. મકરબો એક તાજ મહાલના નમુનારૂપે છે ને તેની કોતરણી બહુ સરસ છે. ગાડીખાનામાં ચાંદીની ગાડી તથા તેનો સાજ જોવા જેવો છે.

તા. ૧૪મીએ સાંજે જૂનાગઢથી વેરાવળ આવી પહોંચ્યા. રસ્તામાં સોરઠ નદી તથા વંથળી ગામ જે વનસ્થળી કહેવાય છે તે આવ્યાં હતાં. વેરાવળ આવ્યા એટલે દરિયા કિનારાનો ઠંડો પવન બધાને ચિત્તહર થયો. એ સ્થાન જૂનાગઢના નવાબ સાહેબનું છે. ત્યાંના અધિકારી સાહેબ સ્ટેશને લેવા આવ્યા હતા. તેમણે આપેલા સરકારી નવા ઉતારામાં અમો સર્વે ઊતર્યા. રાતે બંદર ઉપર જઈ હવા ખાધી તા. ૧૫મીએ "વળા અને વઢવાણ તે પછી પાટણપુર વસ્યું" એમ કહેવાતાં પ્રભાસપાટણની નિરીક્ષા અર્થે ટ્રામમાં બેસી પાટણ પહોંચ્યા. રસ્તે મુસલમાનોનું કબરસ્તાન અને દરિયાનો ઘુઘવાટ જોઈ ૧૦૨૪ની સાલ યાદ આવી. સોમનાથનું દેવળ જોતાં સાથ પૂરેપૂરી કમકમી છૂટી. દેવળના શિખરો તરવારથી માણસનાં ડોચકાં (માથાં) ઉતારે તેમ ઉપરથી છેદી નાખેલાં છે. નવું સોમનાથનું દેવળ અહલ્યાબાઈનું બંધાવેલું છે. તેનું કોતરકામ જોઈ શિવલિંગનાં દર્શન કરી કલ્પાન્તરની મૂર્તિનાં દર્શન કર્યાં.

શ્રીકૃષ્ણભગવાને દેહત્યાગ કર્યો હતો તે દેહોત્સર્ગમાં સ્નાન કર્યું હતું. પ્રથમ ત્રિવેણીસંગમમાં એટલે હિરણ્યા, કપિલા, અને સરસ્વતી એ નામની ત્રણ નદીઓ ભેગી થાય છે ત્યાં સ્નાન કરવાનો વિચાર હતો, પરંતુ પાણી જરા દૂર હોવાથી દેહોત્સર્ગમાં સ્નાન કર્યું પાછા આવતાં ભીડભંજન મહા-

દેવ તથા બાણેશ્વર મહાદેવ કે જ્યાં શ્રીકૃષ્ણદેવ બેઠા હતા અને દૂરની ઝાડીમાંથી પારધિએ બાણ માર્યું હતું તે જગ્યા જોઈ. પછી પાછા વેરાવળ આવ્યા. જે ઠેકાણેથી બાણ માર્યું હતું ત્યાં વડલાની ઝાડી છે. તે જમાં સમુદ્ર ઉપરથી જણાય છે જેથી ત્યાં ગયા ન હતા. એ ભાલકાતીર્થને નામે ઓળખાય છે.

તા૦ ૧૬મીએ જમીનમાર્ગ છોડી દરિયામાર્ગે, રેલ્વેટ્રેન છોડી અગ્નિનૌકામાં મુસાફરી કરવાનો આરંભ કર્યો. સવારે પાંચ વાગે, સમુદ્ર ઉપર ગયા. ત્યાં બે કલાક આગબોટ આવતાં તથા બોટ વગેરેની તૈયારી કરતાં નીકળી ગયા. બરાબર સાત વાગે બોટમાં બેસી સ્ટીમરમાં આવ્યા. થર્ડ-ક્લાસની ટિકિટ છતાં સેકંડ ક્લાસમાં બેસવાનું સાધન મળ્યું હતું તેથી અમે જરા સુખી થયા. નવીસવી દરિયાની મુસાફરી હોવાથી કેટલાકને ચક્કર આવ્યાં પણ મે. સપ્રે માસ્તર સાહેબની ભલામણ મુજબ આદું, સૂંઠ, લવિંગ, તજ વગેરે સાથે રાખેલાં હોવાથી શાંતિ થઈ ગઈ. સ્ટીમર ઉપડી. એક બાજુ કાઠિઆવાડનો કિનારો અને એક બાજુ અરબી સમુદ્ર એમ ચાલતાં ચાલતાં માંગરોલ સ્ટેશન થયું. ત્યાંનો માલ ઉતારી રાતના પોરબંદર સ્ટેશને લંગર નાખ્યું. પોરબંદરથી ઉપડી દ્વારકા સવારે સાડાપાંચ વાગે ઊતર્યા. "દ્વારકાધીશકી જય" એવા આનંદધ્વનિ સાથે સ્ટીમરમાંથી બોટમાં, બોટમાંથી જૉલિબોટમાં અને જૉલિબોટમાંથી ખુરસી પર બેસી જમીન પર ઊતર્યા. કિનારા પર ઊતરી ઉદધિને નમસ્કાર કરી તા૦ ૧૭મીએ "ગેસ્ટ હાઉસમાં" મુકામ કર્યો. ગાયકવાડી રાજ્યનો ઓખામંડળ ભાગ જોવાથી સર્વેને આનંદ આનંદ થયો. દરિયાની ખારી હવાથી સર્વેનાં મન જરા અસ્વસ્થ હોવાથી ગોમતીસ્નાન ન કરતાં તળાવે જઈ સ્નાન કર્યું; પછી મુકામે આવી જમી પરવારી દ્વારકાની પાસેના એક ગામના રહીશ સવાયા ગૃહસ્થ અને સારા લેખક તરીકે પ્રખ્યાત પુરુષોત્તમ વિશ્રામ માવજીનો બંગલો જોયો. એ બંગલામાં શિવાજીના વખતના પડદાઓ તથા ઉમરખાયમ નામના ઇરાનમાં થઈ ગયેલા કવિનાં કાવ્યનાં ચિત્રો તથા મકરબાને આકારે બાંધેલો આરસનો ઘુમટ જોઈ ઘણો આનંદ થયો. ત્યાંથી ગોમતીના દર્શન કરી સવારે નાહીશું એવો સંકલ્પ કરી દરિયાકિનારે ફરતા, ચાંતીર્થમાંની શોધ કરતાં, પાછા મુકામે આવી સૂઈ રહ્યા.

તા. ૧૮મીએ ગોમતીમાં સ્નાન કર્યું. સ્નાન કરવા બદલ લેવાતો કર માફ કરવામાં આવ્યો હતો. સ્નાન કરી શુભ રાજાના વખતનું બંધાવેલું ૧૭૦ ફુટ ઊંચું અને ૬૦ થાભલાવાળુ દ્વારકાધીશનું દેવળ જોયું. રણછોડરાય, ત્રિકમરાય, કલ્યાણરાય, વગેરે મૂર્તિનાં દર્શન કર્યાં. કેટલાક ભાવિક ભક્તોએ સાડા આઠ આના ખરચી ચરણસ્પર્શ કર્યા.

તા. ૧૯મીએ ખટારામાં બેસી બેટ જવા માટે ઉપડયા. દ્વારકાથી બેટ ૧૫ માઇલ છે. એ ૧૫ માઇલની જમીનની મુસાફરી કરી હિંદુસ્તાનથી બહારના મુલકમાં વહાણમાં બેસી ગયા. પવનની અગવડને લીધે બે કલાક વહાણમાં ગયા તેથી એ દિવસે સાંજે બેટમાં પહોંચ્યા. ડોસાભાઈની ધર્મશાળાને નામે ઓળખાતા મુકામમાં ત્યાંના માસ્તર સાહેબ તથા મહાલકરી સાહેબની ગોઠવણથી મુકામ કર્યો. એ બેટમાં શંખોદ્ધાર તીર્થ છે. પ્રથમ અવતાર વખતે શંખાસુરને મારી તેનો ઉદ્ધાર કર્યો અને વરદાન આપ્યું કે પહેલું આ તારા નામથી થયેલા કુંડમાં સ્નાન કરી પછી મારાં-શંખનારાયણનાં દર્શન લોકો કરશે એવી દંતકથા ચાલે છે.

તા૦ ૨૦મીએ શંખોદ્ધાર તીર્થમાં સ્નાન કરી રણછોડ તળાવ કે જે દામાજી ગાયકવાડનું બંધાવેલું છે તે જોઈ દ્વારકાધીશનાં મંદિરમાં આવ્યા. ત્યાં મંદિરમાં પ્રવેશ કરવાને રૂા. ૧) કર લેવાય છે, તે અમારે માટે માફ હતો. મંદિરમાં પેસી ભગવાનના ચરણસ્પર્શ કર્યા, અને ચાર રાણીઓનાં ફરતાં ચાર મંદિર છે તેનાં દર્શન કરી દેવકીજી, પુરુષોત્તમરાય, તથા વેણીમાધવને નમન કરી મુકામે આવ્યા. કઢી, પ્રસાદી વગેરે લઈ તા. ૨૧મીએ સવારે પ્રયાણ કર્યું. ગોપીતળાવમાં નાહી ગોપીચંદન, શખ વગેરે ખરીદી પાછા દ્વારકા આવી સાંજે રહ્યા તા. ૨૨મીએ જામનગર જવા માટે પાછા અગ્નિબોટને શરણે આવ્યા. ખુશ્કી પરથી જૉલિબોટમાં, જૉલીબોટથી મોટા મછવામાં અને તેમાંથી અગ્નિબોટમાં બેઠા. કચ્છને કિનારે માંડવી બંદર છેટેથી જોયું, ત્યાંથી સવાયા અને પછી જામનગર તા. ૨૩મીએ બપોરે ઊતર્યા. રોઝી બંદરે દિવાન સાહેબ તરફથી ગાડીઓ આવી હતી તેમાં બેસી રોઝી માતાનાં દર્શન કરી શહેરમાં જઈ મુકામ કર્યો.

તા. ૨૪મીએ સાંજે જામ સાહેબના નવા પૅલેસની નિરીક્ષા માટે ગયા. સાથે આવેલા જામનગર ગુજરાતી સ્કૂલના હેડમાસ્તર સાહેબ જામનગરની જૂની વાર્તા સંભળાવી આનંદમાં વધારો કરતા હતા. નવા પૅલેસમાં

તેજ દિવસે અને તેજ વખતે જામ સાહેબ "મોટરકારમાં" પધાર્યા હતા તેમના દર્શનનો લાભ થયો; સાથે વંદન પણ થયું. મોટરકાર અદૃશ્ય થયા પછી અમે સૌ મહેલમાં પેઠા. ત્યાંનો સર્વે ફરનિચર ચાર દિવસે પણ જોઈ શકાય એવો નથી. હજી મહેલ બંધાય છે, એટલે સામાન યોગ્ય સ્થળે ગોઠવાયલો નથી. આખો મહેલ માત્ર ઉપલકીઆ જોયો, પણ એક ઓરડામાં એક બાજુ ચાલુ સૈકાના અંગ્રેજ ન્યાયાધીશોની તથા પુરાતની દેશી રાજાઓની પ્રતિમાઓ બારીક રીતે જોઈ.

તા. ૨૫મીએ સવારે "કોઠો," અને "લાખોટો" જોવા ગયા. એ બે સ્થાન તળાવ પર બાંધેલાં છે. એ તળાવ જોઈ ભાવનગરનું "ગૌરીશંકર તળાવ" સ્મરણમાં આવ્યું. તળાવ વિશાળ છે. શરૂઆતમાં રાજા સાહેબને હવા ખાવા માટે ઊંચું વિશ્રામસ્થાન બાંધેલું છે, ત્યાંથી સેવકોની આજ્ઞા લઈ બાંધેલા પૂલ પર થઈ કોઠામાં ગયા. કોઠો એટલે કિલ્લો. કિલ્લાની પેઠેજ પત્થરથી તે બાંધેલો છે. એની ઉંચાઈ આશરે ૮૦થી ૯૦ ફુટ હશે. પગથીઆં ચઢતાં ગિરનાર પર્વતનો ચઢાવ સ્મરણમાં આવ્યો. મથાળે કિલ્લાના બુરજની, પેઠે ગોળ ભાગ રાખી તેની બારીઓમાં રક્ષણ માટે તોપ ગોઠવેલી છે.

કોઠો જોયો, પાછા હેઠે ઉતરી "લાખોટો" જોવા ગયા. કોઠાથી લાખોટો એક સીધી લીટીમાં તળાવને બીજે નાકે છે. એક કિનારે ઉપર્યુક્ત વિશ્રામસ્થાન, વચમાં કોઠો, અને બીજે કિનારે લાખોટો તેની વચમાં પૂલ, એવી બાંધણી છે. તળાવમાં જામ સાહેબે બોટિંગવર્કસ માટે બોટ રાખેલી છે. લાખોટાનું મકાન એક લાખ પાંતરીસ હજાર કોરીઓ પ્રતિ વર્ષ ખરચી બંધાવેલું છે. ત્રણ વરસે કામ પૂરું થયું હતું એમ અંદર લેખ છે. બંધાવતાં લાખ કોરીનો ખર્ચ વરસ દહાડે થતો હતો માટે એનું નામ, લાખોટો. એને સાત માળ છે. ચઢવાનું કઈક સીધી રીતે તથા કંઈક ગોળાકારે છે. માંહે દેશી ચિતારા અસલના છતાં નવા જેવા દેખાય છે. છેક ઉપર એક સ્તંભ પર માળીયું બાંધી તે પર ચઢવા માટે નીસરણી ગોઠવેલી છે. તે જોઈ એકદંડીઆ મહેલનું અનુમાન થાય છે. તે ઉપર અમારામાંના કોઈ ચઢયા નહોતા. બહુ ઊંચું મકાન હોવાથી આખું શહેર તે ઉપરથી દેખાય છે. ઉપર તોપ થોડીજ છે.

લાખોટા પરથી ઉતરી દ્વારકાપુરી નામે કહેવાતા માર્ગ પર થઈ રણછોડરાયના પુનાદર્શન કરી પંજુરાવ જોઈ, એ વાવના પાણીનો ઉપયોગ કરી

વૉટરવર્કસખાતું અડધા શહેરને પાણી આપે છે. સાંજના ચૂડી, કંકુ, મિઠાઈ વગેરેની ખરીદી કરી આણંદાબાવાનો આશ્રમ તથા ગુજરાતી સ્કૂલ જોઈ, તા. ૨૬મીએ સવારે રાજકોટ જવા માટે સ્ટેશને આવ્યા.

ટ્રેનમા બે કલાકનો માર્ગ કાપી લગભગ દશ વાગે રાજકોટ ઊતર્યા. ત્યાંની ટ્રેનિંગ કૉલેજના સ્કૉલર બધુઓ હાજર હતા, જેમણે સામાન માટે ગાડીની ગોઠવણ કરી. પછી અમે બધા સ્કૉલરો એક બીજાનો અભ્યાસ, બોર્ડિંગના ધારા, વગેરેની વિનોદવાર્તા કરતા કરતા ટ્રેનિંગ કૉલેજમાં આવ્યા. અમારા આવવાની ખબર આગલા દિવસથી મળેલી હોવાથી જમવાની ગોઠવણ કરી મૂકી હતી રસોઈ પીરસાઈ, જમ્યા, પછી પાનસોપારી લઈ મુકામે આવી વસ્ત્ર બદલ્યા. તરત રાજકુમાર ટ્રેનિંગ કૉલેજ જોવા ગયા ત્યા દેશી નૃપતિ માટેની ઉત્તમ ગોઠવણો, ઘોડાની ઘોડાર, રહેવાના સ્થાન, અધ્યયનના ઓરડા, અને જળ વિહાર કરવાનું જળાશય વગેરેની નિરીક્ષા કરી વખત ઘણો થઈ ગયો હોવાથી મ્યુઝિઅમમાંનો માત્ર દરબાર હૉલ અને લાયબ્રરિ હૉલ બેજ તે દિવસે જોવાયાં દરબાર હૉલમાં લગભગ હજાર માણસો સુખે બેસી શકે એવી રીતે ખુરશીઓની ગોઠવણ કરેલી છે. દિવાલ ઉપર દેશી રાજાઓની દર્શનીય પ્રતિમા અને તે દરેક ઉપર ભાલા, ફરશી, ઢાલ, તરવારના રાજચિહ્નો જોઈ અમારા સર્વેના મન તે તરફ આકર્ષાયા. એ બે હૉલ જોયા પછી મ્યુઝિઅમ જોવાનું બીજા દિવસ પર મુલતવી રાખ્યુ.

તા ૨૭મીએ ભોજન કરી પરવારી બાર્ટન ફિમેલ ટ્રે. કૉલેજ જોવા ગયા. એ કૉલેજમા લેડિ સુપરિન્ટેન્ડેન્ટે જાતે ખરા ઉમંગથી હારમોનિઅમ સાથે ડ્રિલ, ગરબા, અને ભરતકામ બતાવ્યુ. ત્યાં લગભગ દોઢેક કલાક રોકાઈ, પાછા મ્યુઝિઅમ જોવા ગયા. મકાનમા પ્રવેશ કરતાજ બે બાજુએ બે સિંહના નમુના આબેહુબ છે. માંહે શિલાલેખોના ઉતારા, તાડપત્રો, ૮૫ ફુટ ઊંચો બાજરીનો છોડ, ૨૩ ફુટ ઊંચો જુવારનો છોડ, પોરબંદરમા જન્મેલા બે માથાંવાળાં બાળકનું ચિત્ર, મ્હૈસુરની સોનાની ખાણમાના રેતાળ પત્થર, ખરતા તારાનો ભાગ, બે મુખાળા હરણનું મૃગચર્મ, વગેરે પદાર્થો, તથા પ્રાણી અને વનસ્પતિના ફૉસિલો તથા નમુના જોઈ તૃપ્ત થઈ મુકામે આવ્યા. સાંજે રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજના સ્કૉલરોથી છૂટા પડી રાતની ટ્રેનમાં બેસી અમદાવાદ સવારે ઊતર્યા इत्यलम्.

---

## પંચાંગ. ઈસ્વી સન ૧૯૧૪, સંવત્ ૧૯૭૦-૭૧.

| તારીખ. | જાન્યુઆરિ. | | ફેબ્રુઆરિ. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જુન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ-માહ. | | માહ-ફાગણ | | ફાગણ-ચૈત્ર | | ચૈત્ર-વૈશાખ | | વૈશાખ-જેઠ. | | જેઠ-અસાડ. | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૫ | ગુ. | ૬ | ર | ૪ | ર | ૫ | બુ. | ૬ | શુ. | ૮ | સો. |
| ૨ | ૬ | શુ. | ૭ | સો. | ૫ | સો | ૬ | ગુ | ૭ | શ | ૯ | મં. |
| ૩ | ૭ | શ. | ૮ | મ | ૬ | મ. | ૭ | શુ | ૮ | ર. | ૧૦ | બુ |
| ૪ | ૮ | ર. | ૯ | બુ. | ૭ | બુ. | ૮ | શ | ૯ | સો. | ૧૧ | ગુ. |
| ૫ | ૯ | સો. | ૧૦ | ગુ | ૮ | ગુ. | ૯ | ર. | ૧૦ | મ. | ૧૨ | શુ. |
| ૬ | ૯ | મ. | ૧૧ | શુ | ૯ | શુ. | ૧૧ | સો. | ૧૧ | બુ | ૧૩ | શ. |
| ૭ | ૧૦ | બુ. | ૧૨ | શ. | ૧૦ | શ | ૧૨ | મં. | ૧૨ | ગુ. | ૧૪ | ર. |
| ૮ | ૧૧ | ગુ. | ૧૩ | ર | ૧૧ | ર. | ૧૩ | બુ | ૧૩ | શુ. | ૧૫ | સો. |
| ૯ | ૧૨ | શુ. | ૧૪ | સો. | ૧૨ | સો. | ૧૪ | ગુ | ૧૫ | શ. | ૧ | મ. |
| ૧૦ | ૧૩ | શ | ૧૫ | મં. | ૧૩ | મં. | ૧૫ | શુ | ૧ | ર. | ૨ | બુ. |
| ૧૧ | ૧૪ | ર. | ૧ | બુ. | ૧૪ | બુ. | ૧ | શ. | ૨ | સો. | ૩ | ગુ. |
| ૧૨ | ૧૫ | સો. | ૨ | ગુ. | ૧૫ | ગુ. | ૨ | ર. | ૩ | મં. | ૪ | શુ |
| ૧૩ | ૧ | મં. | ૩ | શુ | ૧ | શુ. | ૩ | સો. | ૪ | બુ | ૫ | શ. |
| ૧૪ | ૨ | બુ | ૪ | શ | ૩ | શ | ૪ | મં. | ૫ | ગુ. | ૬ | ર. |
| ૧૫ | ૪ | ગુ | ૫ | ર. | ૪ | ર | ૫ | બુ. | ૬ | શુ. | ૭ | સો. |
| ૧૬ | ૫ | શુ. | ૬ | સો. | ૫ | સો | ૬ | ગુ | ૭ | શ. | ૮ | મં. |
| ૧૭ | ૬ | શ | ૭ | મં | ૬ | મ | ૭ | શુ | ૮ | ર. | ૯ | બુ. |
| ૧૮ | ૭ | ર | ૯ | બુ | ૭ | બુ | ૮ | શ. | ૯ | સો. | ૧૦ | ગુ. |
| ૧૯ | ૮ | સો | ૧૦ | ગુ. | ૮ | ગુ | ૯ | ર | ૧૦ | મં. | ૧૧ | શુ |
| ૨૦ | ૯ | મં. | ૧૧ | શુ. | ૯ | શુ. | ૧૦ | સો | ૧૧ | બુ | ૧૨ | શ. |
| ૨૧ | ૧૦ | બુ | ૧૨ | શ | ૧૦ | શ | ૧૧ | મં | ૧૨ | ગુ. | ૧૩ | ર. |
| ૨૨ | ૧૧ | ગુ. | ૧૩ | ર. | ૧૧ | ર | ૧૨ | બુ. | ૧૦ | શુ | ૧૪ | સો. |
| ૨૩ | ૧૨ | શુ. | ૧૪ | સો | ૧૨ | સો. | ૧૩ | ગુ | ૧૪ | શ. | ૩૦ | મં. |
| ૨૪ | ૧૩ | શ | ૩૦ | મ | ૧૩ | મ | ૧૪ | શુ | ૧૪ | ર. | ૧ | બુ |
| ૨૫ | ૧૪ | ર | ૧ | બુ. | ૧૪ | બુ | ૩૦ | શ. | ૩૦ | સો. | ૨ | ગુ. |
| ૨૬ | ૩૦ | સો. | ૧ | ગુ | ૩૦ | ગુ. | ૧ | ર. | ૧ | મ. | ૩ | શુ. |
| ૨૭ | ૧ | મ | ૨ | શુ | ૧ | શુ | ૨ | સો | ૨ | બુ | ૪ | શ.. |
| ૨૮ | ૨ | બુ. | ૩ | શ | ૨ | શ | ૩ | મ | ૩ | ગુ. | ૫ | ર. |
| ૨૯ | ૩ | ગુ | | | ૩ | ર. | ૪ | બુ | ૪ | શુ | ૬ | સો. |
| ૩૦ | ૪ | શુ. | | | ૪ | સો | ૫ | ગુ | ૫ | શ. | ૭ | મં. |
| ૩૧ | ૫ | શ. | | | ૪ | મં. | | | ૬ | ર. | | |

## પંચાંગ. શક ૧૮૩૫-૩૬.

| તારીખ. | જુલાઇ. અસાડ-શ્રાવણ | | ઑગસ્ટ. શ્રાવણ-ભાદરવો. | | સપ્ટેમ્બર. ભાદરવો-આસો | | ઑક્ટોબર. આસો-કાર્તિક | | નવેમ્બર. કાર્તિક-માગશર | | ડીસેમ્બર- માગશર. પોસ. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૮ | બુ | ૧૦ | શ | ૧૨ | મ | ૧૨ | ગુ | ૧૪ | ર | ૧૪ | મં. |
| ૨ | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૩ | બુ | ૧૩ | શુ. | ૧૫ | સો | ૧૫ | બુ |
| ૩ | ૧૧ | શુ. | ૧૨ | સો | ૧૪ | ગુ | ૧૪ | શ. | ૧ | મં. | ૧ | ગુ. |
| ૪ | ૧૨ | શ. | ૧૩ | મ | ૧૫ | શુ | ૧૫ | ર. | ૨ | બુ | ૨ | શુ |
| ૫ | ૧૩ | ર. | ૧૪ | બુ | ૧ | શ. | ૧ | સો | ૨ | ગુ. | ૩ | શ. |
| ૬ | ૧૪ | સો | ૧ | ગુ | ૨ | ર. | ૨ | મ | ૩ | શુ | ૪ | ર |
| ૭ | ૧૫ | મં | ૧ | શુ | ૩ | સો | ૩ | બુ. | ૪ | શ | ૫ | સો |
| ૮ | ૧ | બુ. | ૨ | શ | ૪ | મં | ૪ | ગુ | ૫ | ર | ૬ | મ. |
| ૯ | ૨ | ગુ. | ૩ | ર | ૫ | બુ | ૫ | શુ | ૬ | સો | ૭ | બુ |
| ૧૦ | ૩ | શુ | ૪ | સો | ૬ | ગુ | ૬ | શ. | ૭ | મ | ૮ | ગુ |
| ૧૧ | ૪ | શ. | ૫ | મ. | ૭ | શુ | ૭ | ર. | ૮ | બુ | ૯ | શુ |
| ૧૨ | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શ | ૮ | સો | ૯ | ગુ | ૧૦ | શ. |
| ૧૩ | ૬ | સો. | ૭ | ગુ | ૮ | ર. | ૯ | મ | ૧૦ | શુ | ૧૧ | ર |
| ૧૪ | ૭ | મ | ૮ | શુ | ૯ | સો | ૧૦ | બુ. | ૧૨ | શ. | ૧૨ | સો. |
| ૧૫ | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | મં. | ૧૧ | ગુ | ૧૩ | ર. | ૧૩ | મ. |
| ૧૬ | ૯ | ગુ | ૧૦ | ર | ૧૧ | બુ | ૧૨ | શુ. | ૧૪ | સો. | ૧૪ | બુ. |
| ૧૭ | ૧૦ | શુ | ૧૧ | સો. | ૧૨ | ગુ | ૧૩ | શ. | ૩૦ | મં. | ૩૦ | ગુ |
| ૧૮ | ૧૧ | શ | ૧૨ | મ. | ૧૩ | શુ. | ૧૪ | ર. | ૧ | બુ | ૨ | શુ |
| ૧૯ | ૧૧ | ર | ૧૩ | બુ | ૩૦ | શ | ૩૦ | સો | ૨ | ગુ. | ૩ | શ. |
| ૨૦ | ૧૨ | સો | ૧૪ | ગુ | ૧ | ર | ૧ | મ. | ૩ | શુ. | ૪ | ર |
| ૨૧ | ૧૩ | મં | ૩૦ | શુ. | ૨ | સો. | ૨ | બુ. | ૪ | શ | ૫ | સો. |
| ૨૨ | ૧૪ | બુ. | ૧ | શ | ૩ | મં | ૪ | ગુ | ૫ | ર | ૬ | મ. |
| ૨૩ | ૩૦ | ગુ | ૨ | ર. | ૪ | બુ | ૫ | શુ | ૬ | સો | ૭ | બુ |
| ૨૪ | ૧ | શુ | ૩ | સો. | ૫ | ગુ | ૬ | શ | ૭ | મં. | ૮ | ગુ |
| ૨૫ | ૨ | શ | ૪ | મ | ૬ | શુ | ૭ | ર. | ૮ | બુ | ૯ | શુ. |
| ૨૬ | ૪ | ર | ૫ | બુ | ૭ | શ | ૮ | સો | ૯ | ગુ | ૯ | શ. |
| ૨૭ | ૫ | સો | ૭ | ગુ | ૮ | ર | ૯ | મ. | ૧૦ | શુ. | ૧૦ | ર |
| ૨૮ | ૬ | મં | ૮ | શુ | ૯ | સો | ૧૦ | બુ | ૧૧ | શ | ૧૧ | સો. |
| ૨૯ | ૭ | બુ | ૯ | શ. | ૧૦ | મ. | ૧૧ | ગુ | ૧૨ | ર | ૧૨ | મં |
| ૩૦ | ૮ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શુ | ૧૩ | સો | ૧૩ | બુ |
| ૩૧ | ૯ | શુ. | ૧૧ | સો | | | ૧૩ | શ. | | | ૧૪ | ગુ. |

## પ્રે. શ. ટ્રે. કૉલેજની સને ૧૯૧૩ની વાર્ષિક પરીક્ષામાં અપાયલાં ઇનામો તથા મેડલો વગેરે.

નીચેના ત્રીજા વર્ષમા પાસ થયના સીનિઅર સ્કૉલરો રૂ. ૨૫ની ગ્રેડમા પાસ થયા છેઃ—

ભાઈલાલ નાથાભાઈ ભટ્ટ.
સોમાભાઈ મથુરભાઈ ઉપાધ્યાય.
ત્રિભુવનદાસ રામભાઇ બ્રહ્મભટ્ટ.
હિરાગર સંતોકગર ગોસાઈ.

જુદા જુદા વિષયોમા જુદા જુદા મેડલો તથા ઇનામો નીચે લખેલા સ્કૉલરોને આપવામા આવ્યા છે —

### શિક્ષણ માટેના હોપ મેડલો.

૧ ભાઈલાલ નાથાભાઈ ભટ્ટ. ( રૂપાનો ).
૨ સોમાભાઇ મથુરભાઇ ઉપાધ્યાય. ( કાંસાનો ).

### ગુજરાતી ભાષા માટેનો મહીપતરામ મેડલ.

ત્રિભુવનદાસ રામભાઈ બ્રહ્મભટ્ટ.

### રૂ. ૧૫નુ સૅટફીલ્ડ પ્રાઇઝ.

ભાઈલાલ નાથાભાઈ ભટ્ટ.

### રૂ. ૧૨નુ ડ્રૉઇંગ માટેનું જાઇલ્સ પ્રાઇઝ.

પ્રેમાભાઇ ગણેશજી ખ્રિસ્તિ

### રૂ. ૯નું સગીત માટેનું જાઇલ્સ પ્રાઇઝ.

રત્નાજી માધુજી દેશાઈ

એહમદ બાજીભાઈ પટેલ તથા ચીમનલાલ મગનલાલ પડ્યા એ દરેકને અનુક્રમે રૂ. ૬નું તથા રૂ. ૫નુ બીજુ તથા ત્રીજુ ઇનામ આપવામાં આવ્યુ છે

### કસરતનાં ઇનામો.

| સ્કૉલર | વર્ષ | રૂ. |
|---|---|---|
| હીરાગર સંતોકગર ગોસાઇ. | ૩ | ૧૦ |
| છોટાલાલ ગિરજાશંકર પડ્યા. | ૩ | ૪ |

| | | |
|---|---|---|
| નીશાભાઈ હરીસિંહ સોલંકી. | ૨ | ૬ |
| કીકાભાઇ નેમાભાઇ ચોધરી. | ૨ | ૫ |
| સોમાભાઇ પ્રભુદાસ પટેલ. | ૨ | ૩ |
| છીતાભાઇ મકનજી. | ૧ | ૪ |
| એહમદ બાજીભાઈ પટેલ. | ૩ | ૪ |
| કમેદમીઆ મહુમીઆં. | ૨ | ૨ |
| મોતીભાઈ મથુરભાઈ પટેલ. | ૧ | ૩ |

## વડોદરાનું કલાભવન.

આ સંસ્થાનું સને ૧૯૧૩–૧૪ નું 'બોધકપત્ર' અમને મળ્યું છે, તે જોતાં માલમ પડે છે કે એ સસ્થા સંતોષકારક કામ કરે છે. શ્રીમત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરફથી ૧૮૯૦માં એની સ્થાપના થઈ હતી. એનો ઉદ્દેશ દેશના હાલના ધંધા સુધારવાનો તથા નવા લાભકારક ધંધાઓ દાખલ કરવાનો છે.

આ સંસ્થાનું શિક્ષણ ૭ શાખાઓ કે શાળાઓમાં વહેંચાયલું છે: (૧) શિલ્પશાળા, (૨) યંત્રશાળા, (૩) રંગશાળા, (૪) વણતરશાળા, (૫) ચિત્રશાળા, અને (૬) વ્યાપારશિક્ષણશાળા.

આ સંસ્થામા પાસ થઈ નીકળનારને ડિપ્લોમાઓ આપવામાં આવે છે. છેલ્લાં દશ વર્ષમાં ડિપ્લોમા મેળવનારની સંખ્યા નીચે મુજબની છે:—

| | |
|---|---|
| શિલ્પશાળાનો ૮૯ | વણતરશાળાનો ૧૪ |
| યંત્રશાળાનો ૧૬૪ | ચિત્રશાળાનો ૪૪. |
| રંગશાળાનો ૭૨ | |

વિદ્યાર્થીઓએ આપવાની ફી, દાખલ થવાના નિયમો, તથા ભવનના અભ્યાસક્રમો વગેરે વિશેષ હકીકત માટે 'કલાભવનનું બોધકપત્ર' મંગાવી જોવું.

૯. સાતમી ચોપડીના પાઠ ૭૪માં બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ ૯૩ લાખ ચોરસ માઇલ કરતાં વધારે છે, એમ લખ્યું છે, ને ભૂગોળ ભાગ બીજામાં બ્રિટિશ સામ્રાજ્યના વર્ણનમાં બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ ૧૧૪ લાખ ચોરસ માઇલ આપ્યુ છે. આ બેમાં ખરૂં કયુ!

મિ. ભાઇશંકર છગનલાલ ત્રવાડી—

૧૦ કેટલાક શિક્ષકોનું કહેવુ એમ છે કે મીઠાના ગાંગડાનો આકાર પહેલદાર કે પાસાદાર નથી અને કેટલાકનું કહેવું એવુ થાય છે કે મીઠાના ગાંગડાનો આકાર પહેલદાર કે પાસાદાર છે, માટે તે વિષે ખરી હકીકત શી છે તેનો ખુલાસો 'શાળાપત્ર'મા આપવા કૃપા કરશોજી, કારણ કે પદાર્થપાઠના સંબધમા આ વિષેની ચર્ચા ઊઠેલી છે.

મિ. જમનાદાસ ભાઈચંદ મહેતા—

૧૧. ગુ. સાતમી ચોપડી ભાગ ૩. સાહિત્તાન સબધી પાઠ ૯૬ નેબ્યુલા અથવા નિહારિકા.

ઉક્ત પાઠના પૅરેગ્રાફ ૩જાની ચોથી અને પાંચમી લીટીમાં લખેલું છે કે "સૂર્યમાંથી આપણી પૃથ્વી પર આવતા પ્રકાશને આસરે આઠ મિનિટ લાગેછે—હવે પૃથ્વીથી સૂર્યનું અન્તર ૯૩૦,૦૦,૦૦૦ માઇલનું ગણીએ, તો એક મિનિટમાં પ્રકાશનો વેગ ૧૧૬૨૫૦૦૦ માઇલ આવે છે. પણ સદહું ચોપડીના પાઠ ૪૦મા સૂર્યોદય વિષે ઉપજાતિ વૃત્તમાં કવિવર દલપતરામ છેલ્લી બે પક્તિઓમાં કવે છે કે,–

' પ્રકાશ વેગે અતિ દોડી આવે, સેનાપતિ જેમ ચમૂ ચલાવે;
મિનુટમાં મેલ ઘણા કપાય, જે લાખ ને છાસી હજાર જાય.

આમાં કવિ શ્રી દલપતરામભાઈએ પ્રકાશનો વેગ એક મિનિટમાં એક લાખ ને છાસી હજાર દર્શાવ્યો છે ખગોળશાસ્ત્ર પ્રમાણે જો પ્રથમની વાતને ખરી માનીએ તો દલપતરામભાઈ જેવા અનુભવી અને વિદ્વાન્ માણસે આવી ગભીર ભૂલ કેમ કરી હશે, એવો પ્રશ્ન સ્વાભાવિક છે. જાણી બુજીને કવિતાનું માપ સાચવવા અથવા પ્રાસ બેસાડવા આવુ અયોગ્ય સાહસ પોતે વહોરે એ શકાસ્પદ છે આથી સ્વાભાવિક રીતે શંકા ઉદ્ભવે છે કે, એમ તફાવત પડવાનું શુ કારણ હશે, તેમજ પ્રકાશનો વેગ ( હાલના ખગોળશાસ્ત્ર પ્રમાણે) મિનિટે કેટલો હશે।

સદહું બાબતમાં સંભ્રમમાં પડવા જેવું થાય છે, તો યોગ્ય ખુલાસો મળવા અરજ છે.

૧૨. સદહું ચોપડીના પાઠ ૯૪ના પૅરેગ્રાફ ચોથાની છેલ્લી લીટીમાં લખેલું છે કે–' સૂર્યથી વધારે અન્તરે હોવાથી તેને (મંગળને) આપણાથી માત્ર અર્ધી ઉષ્ણતા અને પ્રકાશ મળે છે; પૃથ્વી કરતા મંગળ સૂર્યથી વધારે દૂર હોવાને લીધે તેને પૃથ્વીના કરતાં પ્રકાશ અને ઉષ્ણતા ઓછાં મળે એ સ્વાભાવિક છે, પણ સદહું પાઠના પૅરેગ્રાફ નવની બીજી લીટીમાં બૃહસ્પતિ ગ્રહ વિશે પ્રકાશ અને ઉષ્ણતાના સંબંધમાં લખ્યું છે કે–' એને આપણી પૃથ્વીના છું જેટલી ગરમી અને તેજ મળે છે.'

આ ઉપરથી પ્રશ્ન એ થાય છે કે, મંગળ કરતાં બૃહસ્પતિગ્રહ સૂર્યથી બહુ દૂર છતા તેને મંગળ કરતાં વધારે ગરમી અને ઉષ્ણતા શી રીતે મળી શકે ?

આમાં કુદરતી નિયમને કયો બાધ નડ્યો હશે તે જણાવવાની મહેરબાની કરશોજી.

૧૩. સૃષ્ટિના નિત્ય નિયમ મુજબ વનસ્પતિશાસ્ત્રનો નિયમ છે કે ફળની ઉત્પત્તિ ફૂલમાંથીજ થાય છે.

મકાઈનો છોડ તૃણધાન્યની વનસ્પતિનો છે; પણ તેના ફૂલની અને બીજાશયની અન્તર્ગત રચના કંઈક ગુંચવણભરેલી માલમ પડવાથી તેના રહસ્ય વિશે સમજણ ન પડવાથી નીચેની હકીકતનો ખુલાસો મેળવવા આકાંક્ષા રાખુ છુ.

મારા પોતાના અવલોકનમાં મને માલમ પડ્યુ છે કે, જે વખતે મકાઈના રાગ (સાંઠા) ની ગાંઠમાંથી ડોડો–બીજધારક ડોડો અને બીજપોષક તન્તુઓ–મૂછ ઉત્પન્ન થાય છે, તેજ વખતે ચમરી (ફૂલની માંજર) ઉત્પન્ન થઈ હોય છે, અને રાડાના ગળામાં પાંદડાંના સમૂહમાં જોવાથી માલમ પડે છે.

વનસ્પતિશાસ્ત્રના નિયમ મુજબ ફૂલની સંપૂર્ણ ખિલવણી થયા પછીજ બીજની રૂપરેખા માલમ પડવી જોઈએ, છતાં ઉક્ત છોડના સંબંધમાં ફૂલ અને ફળનો દેખાવ એકજ વખતે કેમ માલમ પડતો હશે ! ઉત્પન્ન થયલી ચમરી જે વખતે પાંદડાંના સમૂહમાં હોય છે, અને

જે ત્રિલક્ષુત્ર ખીલેલી હોતી નથી, આવી સ્થિતિમાં તેને ખેંચી લેવામાં આવે છે તોપણ બીજધારક દોરો વૃદ્ધિને પામે છે. આમ થવાનું કારણ શું ?

આ છોડમાં ફૂલ અને ફળનો સંબંધ કેવી રીતે જળવાતો હશે, અને ફૂલની ગર્ભનળી, ગર્ભાશય વગેરેનો સંબંધ કેવી રીતનો હશે તે જણાવવા મહેરબાની કરશોજી.

---

# केळवणीखातानी खबरो.

## જોઈએ છે.

સિંધ માટે બીજા અથવા ત્રીજા વર્ષની ટ્રેન્ડ મિસ્ટ્રેસો જોઈએ છે. તેમની નોકરીના પ્રથમના ત્રણ માસ ઘણું કરીને તેમણે અરબી-સિંધી ઘણી ઝડપથી શીખી લેવા માટે હૈદ્રાબાદની સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કૉલેજમાં ગાળવા પડશે. કૉલેજને અંગે એક હૉસ્ટેલ છે. ત્યારબાદ તેમને સિંધની લોકલ બોર્ડ શાળાઓમા જગા આપવામા આવશે. એવી મિસ્ટ્રેસોને દરેક જાતની સગવડ કરી આપવામા આવશે. જે શાળાઓને મિસ્ટ્રેસો જોઈએ છે તેના નામ નીચે મુજબ છે—

(अ) જિલ્લે થાર અને પારકરની કન્યાશાળાઓ, મુખ્યત્વે મીઠી અને નગર પારકરની શાળાઓ માટે ૧ અથવા ૨ ગુજરાતી મિસ્ટ્રેસો. નગર પારકર ગુજરાતની ઘણું નજદીક છે, અને અત્યારસુધીમા ૪ મિસ્ટ્રેસો ગુજરાત તથા કાઠિઆવાડમાંથી નગર પારકર (સિંધ) માં આવેલી છે.

(ब) નવાબશાહ જિલ્લો: ટંડો આદમ, અખાન, નવ શહેરો ફીરોઝ અને હલાની.

હૈદ્રાબાદ જિલ્લો: ટંડો અલ્લાર.

સક્કર જિલ્લો: અરઈન, ઘે.ટીકી

કરાચી જિલ્લો: બીઆન.

A. T. Brooke,
ઇન્સ્પેક્ટ્રેસ ઑવ્ ગર્લ્સ સ્કૂલ્સ,
સિંધ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ જ્વે એન. પી. ભાવનગર— "વેનિસનો વેપારી." | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક અને એં. વ. શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરિ માટે. | ૧ | ૪ | ૦ |
| ૫ ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ "વિક્રમાંકદેવચરિત"—જી. વી. આચાર્યનું. | " | ગુજરાતી પ્રાથમિક અને એં. વ. શાળાઓની લાઇબ્રેરિ માટે. | ૦ | ૧૨ | ૦ |
| ૬ જોશી જે. એન. વડોદરા— "વાચનમાળાના જ્ઞાનના પાઠોના શિક્ષણની માર્ગદર્શિકા (પ્રથમ ખંડ) બીજી આવૃત્તિ. | " | ગુજરાતી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરિ માટે. | ૦ | ૪ | ૦ |
| ૭ "વાચનમાળાના વિજ્ઞાનના પાઠોના શિક્ષણની માર્ગદર્શિકા (દ્વિતીય ખંડ). | " | " | ૦ | ૫ | ૦ |
| ૮ કવિ બી. એન. લીમડી; કાઠિઆવાડ— "ગુજરાતી જૂના ગીતો." | " | ગુજરાતી પ્રાથમિક અને એં. વ. શાળાઓમાં છોકરીઓને ઇનામ માટે. | ૦ | ૮ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯ | મહેતા એન. એમ; મુંબઇ— "વ્યાપારની કળા"—જે. એ. પટેલનું | ગુજરાતી. | ગુજરાતી પ્રાથમિક અને એં. વ. શાળાઓ તથા ગુજરાતી ટ્રેનિંગ કૉલેજોની લાઇબ્રરિ માટે. | ૦ | ૮ | ૦ |
| ૨૦ | મટુભાઈ બી. અને કંપનિ, સુરત— "સંસારજીવન"—એચ. જી. શાસ્ત્રીનું | ” | ગુજરાતી પ્રાથમિક શાળાઓમા ઇનામ માટે | ૦ | ૬ | ૦ |
| ૨૧ | સવત ગણુભાઈ, વડોદરા— "સદ્‌ગુણ દષ્ટાંત પચીશી" | ” | ” | ૦ | ૬ | ૦ |
| ૨૨ | શેખ ગુલામ મોહમદ અબીદમીયા જૂનાગઢ. "ફાળી પડા નામા", વેલંકર કે. બી. પૂના— | ” | ઉર્દુ સ્કૂલોની લાઇબ્રરિ માટે તથા મુસલમાન શિષ્યોને ઇનામ માટે. | ૦ | ૮ | ૦ |
| ૨૩ | "આંકના પાડાનો સચિત્ર તકતો" | ” | ગુજરાતી પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે. | ૦ | ૧૪ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૪ | મિરઝા હબીબ હુસેન, અલ્લાહાબાદ—"ઉર્દુકા નયા કાયદા (ઉર્દુ એ. બી. સી પ્રાઇમર)" | ઉર્દુ. | ઉર્દુ શાળાઓના ઉપયોગ માટે. | ૦ | ૦ | ૯ |
| ૨૫ | "ઉર્દુ પ્રાઇમર" એસ. ગુલામઅલી લાહોર— | " | " | ૦ | ૦ | ૯ |
| ૨૬ | "ઉર્દુકા કેસરી કાયદા (ઉર્દુ રૉયલ પ્રાઇમર)"—કે. એમ. રતીઆરામનું | " | " | ૦ | ૦ | ૬ |

ઑફિસ ઑવ્ ધિ ડિરેક્ટર ઑવ્

પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પૂના.

તા. ૧૩ મી નવેંબર ૧૯૧૩.

A. L. Covernton,

ડે.ડિ. ઑ. પ. ઇ.

## (કે. ખા. ના. મે. એ. ઈ. સાહેબના તા. ૧૮ મી. ડીસેંબર ૧૯૧૩ ના હુકમ નં. ૬/૨ ઉપરથી).

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

તા ૧૦ મી સપ્ટેંબર ૧૯૧૨ ના નં ૨૩૧૨ ના કેળવણીખાતાના સરકારી ઠરાવ મુજબ ૧૯૧૪ ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ઉમેદવારો-માંથી જેમની ઇચ્છા હશે. તેમની ઉર્દુ ભાષા મારફત પરીક્ષા લેવામા આવશે.

બીજા વિષયમાં ઉર્દુની પરીક્ષા માટે નીચેનો અભ્યાસક્રમ મુકરર કરવામાં આવ્યો છે

(अ) મિસ્ર બાહુદ્દિન અહમદના 'અલ્-હાશન' નું (પ્રસ્તાવના તથા ઉપોદ્‌ઘાત બાતલ કરવા), તથા ગુજરાતી વાચનમાળાની છઠ્ઠી ચોપડીના ભાગ પહેલાનું (કવિતા બાતલ કરવી) વાચન તથા સમજુતી, ઉર્દુ વ્યાકરણ પૂરું, પદચ્છેદ તથા વ્યુત્પત્તિ સાથે

(ब) 'મુસદસ-ઈ-હાલી' ની પહેલી ૩૦૦ લીટીનો મુખપાઠ

(फ) વર્નાક્યુનર તથા ગુજરાતીમા હાથના ચેકખા સરકારી લખાણનું વાચન

R. P. Godbole,
એ ૪ ઉ ભા.

---

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા,

તા. ૨૧ મી નવેંબર ૧૯૦૭ ના મુંબઈ ગવર્ન્મેંટ ગૅઝેટ ભાગ પહેલામા પ્રસિદ્ધ થયલા નિયમાનુસાર સને ૧૯૧૪ માં થવાની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નચેની ચોપડીઓ પસંદ કરવામાં આવી છે.—

(૧) ભૂમિતિ.

મિ. જી. આર. નાયકની ભૂમિતિ ભાગ ૧, પુસ્તક ૧, ખંડ ૧ પૂરો અને ખંડ ૨ તથા ૩ માંના સર્વે પ્રમેય તથા કૃત્યો, તે પરના સહેલા પ્રશ્નો સાથે

(૨) ગુજરાતી.

ખાતા તરફની ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડી, પડો ૨૮ ૩૨, ૩૬, ૪૦, ૪૪, ૪૮, ૫૧, ૫૩, અને ૫૫મા આવલી કવિતાઓની ૩૦૦ લીટીના મુખપાઠ તથા સમજુતી સાથે.

(૫) આરોગ્યવિદ્યા અથવા ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડીના (**સૃષ્ટિજ્ઞાન સબંધી**) ત્રીજા ભાગમાં આપેલાં વિદ્યાનાં મૂળતત્ત્વો.

મધ્ય વિભાગને માટે જાહેર કરેલી ચોપડીઓ થાણા મધ્યસ્થજે મરાઠીમાં બેસનારા ઉમેદવારો માટે રાખવામા આવી છે.

R. P. Godbole,
એ. ઇ. ઉ. ભા.

## નિશાળોનાં ઇનામપત્રક

**અમદાવાદ વિભાગ—**

દેત્રોજ—ગામના આગેવાનો રૂ. ૩૫-૮-૦ ઇનામ નિકોલ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૨૫-૮-૦ ઇનામ તથ સ્કુલ જમાડી. પ્રાંતિજ—શેઠ ચુનીલાલ રણછોડદાસ રૂ. ૫) મિઠાઇ વહેંચી. સાથળ—પરસોતમદાસ લલ્લુભાઇ રૂ ૫), છગનલાલ કૃપારામભાઇ રૂ ૩) કાપડ તથા મિઠાઇ. લોલા.—શા. ઝવેરદાસ નાગરદાસ રૂ ૨) સાકર.

**ખેડા વિભાગ—**

મહુધા—કન્યાશાળામાં દેશાઈ રામાભાઈ મનોરભાઈ રૂ. ૨૫) વાડકીઓ તથા રૂ. ૫) પતાસાં મહેમદાવાદ—કન્યાશાળા પા. મરઘાભાઈ ધનજીભાઈ તથા પા. બાપરભાઈ વરજભાઈ રૂ. ૨૦), શાહ હરગોવિંદ છગનલાલ રૂ ૪૦) તથા બહેચરભાઈ રણછોડભાઈ રૂ. ૧૫) વાડકીઓ અલિંદ્રા—ઠાકર પ્રભાશંકર કુરણાશંકર, રૂ ૭) સ્કુલ જમાડી ઠાકોર ભી મસગજી હિંમતસગજી તથા શા. હીરાચંદ મૂળજી રૂ ૬) મિઠાઈ સો ગરે—રા ળ શીવસગજી ભારથસગજી રૂ. ૩), પટેલ રગાભાઈ લલ્લુભાઈ, પા. મગળભાઈ બહેરભાઈ તથા સોમાભાઈ પૂજાભાઈ રૂ. ૧૭) વાડકીઓ, મિઠાઈ વગેરે, પટેલ નાગજીભાઈ ગટાભાઈ રૂ. ૧૦) પ્યાલા વગેરે પુરોહિત કુલશંકર મોતીરામ રૂ. ૩) મિઠાઈ તથા પ્રદર્શનમાં પામેલ--પા. ફકીરભાઈ મૂળભાઈ રૂ ૨૦) પા સોમાભાઈ બાવાજી રૂ ૧૮) પા લાલાભાઈ રણછોડભાઈ રૂ. ૧૮) તથા બાઈ દરખા રૂ ૧૫) કાપડ તથા સ્કુલ જમાડી મિઠાઈ વહેંચી વાંસખાલીઆ--ગામના ગૃહસ્થો વગેરે રૂ. ૨૦) સ્કુલ જમાડી અડાસ—પા. છોટાભાઈ ચુનદાસ રૂ. ૬૦) સ્કુલ જમાડી ગામડી--પા છનાભાઈ રૂ. ૯) એંદણીઓ, પા. ઝવેરભાઈ સખીદાસ રૂ. ૨૫) સ્કુલ જમાડી, તથા ગામના સદ ગૃહસ્થો રૂ. ૨૬ મિઠાઈ તથા પ્યાલા વડોદ.—ગામના ગૃહસ્થો રૂ ૪૫) સ્કુલ જમાડી. ઉણાદરા—ગામના ગૃહસ્થો રૂ. ૧૭-૪-૦ સ્કુલ જમાડી. માસરા—શાહ સોમાભાઈ ભોગીલાલ વગેરે રૂ ૮) સ્કુલ જમાડી. વણસોલ.—શા ચતુરભાઇ ઝવેરભાઇ રૂ. ૨૫) સ્કુલ જમાડી તથા પતાસાં વહેંચ્યા વારસંગ—ગામના ગૃહસ્થો રૂ ૬૧) સ્કુલ જમાડી તથા પતાસાં વહેંચ્યાં. કનીજ—ગામ લોકો રૂ ૩૨) સ્કુલ જમાડી તથા મિઠાઇ આપી હલાસી—ગામ લોકો રૂ. ૩૪-૮-૦ સ્કુલ જમાડી મિઠાઇ આપી.

---

REGISTERED NO B 43.

પુસ્તક ૫૩મું. અંક ૨જો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરિ, સને ૧૯૧૪.

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|


તન્ત્રી (ઑગસ્ટ, ૧૯૦૨થી)–અને

પ્રકાશક–રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.

પ્રિન્સિપલ, ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ––અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—થી સત્યનારાયણ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૫૩મું. ફેબ્રુઆરિ, સને ૧૯૧૪. અંક ૨જો.

## લેખનશુદ્ધિ.

**લેખનશુદ્ધિ**—શુદ્ધ લખાણ વિષે આ પત્રમા અનેક વાર લખવામાં આવ્યુ છે ભાષાશુદ્ધિની આવશ્યકતા તેમજ સામાન્ય રીતે જોવામાં આવતા દોષો પ્રસંગે પ્રસંગે દર્શાવી તે તરફ વાચકવર્ગનુ લક્ષ ખેંચવામા આવ્યુ છે. તત્સમ શબ્દોની જોડણી વિષે મતભેદ નથી તેવા સાધારણ વપરાતા શબ્દોમા પણ કેવા દોષો જોવામા આવે છે તેનું વર્ગીકરણ વનાક્યુંલર ગોસાઈટિના ડાયમંડ-જ્યુબિલિના ઉત્સવપ્રસંગે અમે આપેલા 'ભાષાશુદ્ધિ'-ના વ્યાખ્યાનમા કર્યુ છે ને એ વ્યાખ્યાન 'શાળાપત્ર'મા છાપ્યુ છે શબ્દો છૂટા લખવામા કેવી તરેહવાર રીતો પ્રચલિત થઈ છે તે પણ 'ગુજરાતી'ના દીવાળીના ખાસ અંક માટે લખેલા લેખમા દર્શાવ્યુ છે, તેમજ એ વિષે વિચાર કરી કેટલુંક શાસ્ત્રીય વિવેચન અને સામાન્ય નિયમો પુ૦ ૪૨ પૃ૦ ૨૫૮–૨૬૫ પર આપ્યા છે આ લેખનો ઉદ્દેશ લીટીને અન્તે શબ્દને તોડવાની જરૂર પડતી હોય તો તે કેવી રીતે તોડવો તે તરફ લક્ષ ખેંચવાનો છે હાલમા છપાતા અનેક પુસ્તકોમા શબ્દોને ગમે તેમ તોડવામાં આવે છે તેથી સુજ્ઞ વાચકને ત્રાસ ઉપજે છે આમા કેટલોક દોષ છાપખાનાના અજ્ઞ કામદારોનો ને કેટલોક ગ્રન્થકારોનો હોય છે લખતાલખતાં કે અક્ષરોના બીબા ગોઠવતા ગોઠવતાં લીટીનો છેડો આવ્યો તો જેટલુ માય એટલું મવડાવવુ ને ગમે ત્યાંથી શબ્દ તોડી બીજી લીટી શરૂ કરવી એ રીતિ બહુધા પ્રચાર પામી છે જેમ જ્ઞાનનો પ્રસાર વધતો જાય છે તેમ એવી અનિષ્ટ રીતિ અટકાવવાનો પ્રયત્ન કરવો યુક્ત છે એ વિષે નીચેના નિયમો કરી શકાય એમ છે —

(૧) સામાસિક શબ્દોના અવયવો લક્ષમા રાખી ત્યાંથીજ તોડવા.

| | | |
|---|---|---|
| દરિયા– | ભસ્ત– | બાળક– |
| કિનારો | કામ | બુદ્ધિ |

આને બદલે દરિ–યાકિનારો, ભસ–તકામ, બાળ–કબુદ્ધિ આમ છૂટા પાડવાથી પ્રતીતિવિક્ષેપ ને શ્રુતિકટુતાના દોષો થાય છે

गम् आदि धातुनुं विकल्पे द्वित्व थाय छे; जेमके गम्यतेनुं गम्मइ के गमिज्जइ, रम्यतेनुं रम्मइ के रमिज्जइ, ने हस्यतेनुं हस्सइ के हसिज्जइ थाय छे.

## लिहेर्लिज्झः ॥ ५९ ॥

लिह आस्वादने । अस्य धातोर्लिज्झो भवति भावकर्मणोः ॥

लिज्झइ ॥

लिह् चाटवु, ए धातुनु भाववाच्य ने कर्मवाच्यमां लिज्झ थाय छे; लिज्झइ.

## ह्रुकोर्हीरकीरौ ॥६०॥

हृञ् हरणे । डुकृञ् करणे । अनयोर्हीरकीरौ भवतो भावकर्मणोरर्थयोः ॥

हीरइ । कीरइ ॥

हृ (उभ) हरवु, कृ (उभ) करवुं—ए बे धातुनुं भाव ने कर्मना अर्थमा हीर ने कीर थाय छे, हीरइ, कीरइ (ह्रियते ने क्रियतेने ठेकाणे)

## ग्रहेर्दीर्घो वा ॥६१॥

[2]ग्रहेर्धातोर्दीर्घो वा भवति भावकर्मणोरर्थयोः ॥

गाहिज्जइ । गहिज्जइ ॥

---

१ ह मा दुहिलिहिवहां दुज्झलिज्झवज्झा ॥ ए प्रमाणे सूत्र आप्यु छे

२ आ सूत्रनी पहेला ह मा ज्ञो णज्जणव्वौ वा ॥ एवु सूत्र छे. ते प्रमाणे ज्ञायतेनु णज्जइ णव्वइ थाय छे; पक्षे जाणिज्जइ, मुणिज्जइ थाय छे

ग्रह् ધાતુનો अ ભાવ ને કર્મના અર્થમાં વિકલ્પે દીર્ઘ થાય છે. गृह्यते નું गाहिज्जइ કે गहिज्जइ થાય છે.

## क्तेन दिण्णादयः ॥६२॥

दिण्ण इत्येवमादयः क्तप्रत्ययेन सह निपात्यन्ते । डुदाञ् दाने । दिण्णं । रुदिर् । रुण्णं । त्रसी । हित्थं । दह । दड्ढं । रंजि । रत्तं ॥

क्त (ભૂત કૃદંતનો त) પ્રત્યયની સાથે दा વગેરે ધાતુના दिण्ण વગેરે રૂપો થાય છે. दा (ઉભ૦) આપવુ એનું दिण्णं (दत्तम्–આપેલું) એવો નિપાત થાય છે रुद्‌નું रुण्ण, त्रस्‌નુ हित्थं, दह्‌નુ दड्ढं, ने रंज्‌નું रत्तं થાય છે.

## खिदेर्विसूरः ॥ ६३ ॥

खिद दैन्ये । अस्य विसूरो भवति ॥

विसूरइ । विरहेण विसूरइ बाला ॥

खिद् ખેદ પામવો, એનું विसूर થાય છે. विरहेण विसूरइ बाला બાલા વિરહથી ખિન્ન થાય છે.

## क्रुधेर्जूरः ॥ ६४ ॥

क्रुध कोपे । अस्य जूरो[1] भवति ॥

जूरइ ॥

क्रुध् ક્રોધ કરવો, એનો जूर આદેશ થાય છે क्रुध्यतिનુ जूरइ થાય છે

## चर्चेश्चंपः ॥ ६५ ॥

चर्च अध्ययने । अस्य धातोश्चंपो भवति ॥

चंपइ ॥

---

१ जूरादेशो भवति ख

चर्च् अभ्यास करवो, ए धातुनुं चंप थाय छे. चर्चतिनुं चंपइ थाय छे.

## त्रसेर्वज्जः[1] ॥ ६६ ॥

त्रसी उद्वेगे । अस्य धातोर्वज्जो भवति ॥

वज्जइ ॥

त्रस् त्रास पामवो, ए धातुनुं वज्ज थाय छे; त्रस्यतिनुं वज्जइ थाय छे.

## मृजेर्लुभसुपौ[2] ॥ ६७ ॥

मृजू शुद्धौ । अस्य धातोर्लुभसुप इत्यादेशौ भवतः ॥

लुभइ । सुपइ ॥

मृज् शुद्ध करवु, ए धातुना लुभ ने सुप एवा आदेशो थाय छे; मार्ष्टिनुं लुभइ ने सुपइ थाय छे.

## वुड्डखुप्पौ मस्जेः ॥ ६८ ॥

टुमस्जी शुद्धौ । अस्य धातोर्वुड्डखुप्पौ भवतः ॥

वुड्डइ । खुप्पइ ॥

मस्ज् शुद्ध करवु, ए धातुना वुड्ड ने खुप्प आदेशो थाय छे; मज्जतिनुं वुड्डइ ने खुप्पइ थाय छे.

## दृशेः पुलअणिअक्कअवक्खाः ॥ ६९ ॥

दृशिर् प्रेक्षणे । अस्य पुलअणिअक्कअवक्खा भवन्ति ॥

पुलअइ । णिअक्कइ । अवक्खइ ॥

दृश् जोवु, एनुं पुलअ, णिअक्क, ने अवक्ख थाय छे, पश्यतिनुं पुलअइ, णिअक्कइ, अवक्खइ थाय छे.

---

1 °र्वज्जम्र क 2 °र्लुहसुसो क.

## शकेस्तरवअतीराः ॥ ७० ॥

शक्ल शक्तौ । अस्य धातोः तर वअ तीर इत्येत आदेशा भवन्ति ॥

तरइ । वअइ । तीरइ ॥

शक् શક્તુ, એ ધાતુના तर, वअ, ને तीर એ આદેશો થાય છે; शक्नोतिનું तरइ, वअइ, ને तीरइ થાય છે.

## शेषाणामदन्तता ॥ ७१ ॥

शेषाणां लुप्तानुबन्धानामदन्तता भवति ॥

भमइ । चुंवइ ॥

બાકીના ધાતુઓના અનુબંધો લોપાય છે ને ધાતુઓ અકારાન્ત થાય છે. भ्रमुનો અનુબંધ उ લોપાઈ भ्रम થઈ भमइ થાય છે, चुंबिનું चुंबइ થાય છે

इति वररुचिकृते प्राकृतप्रकाशे धात्वादेशपरिच्छेदोऽष्टमः ॥



## अथ नवमः परिच्छेदः ॥

## निपाताः ॥ १ ॥

अधिकारोऽयम् । वक्ष्यमाणा निपातसंज्ञका[1] वेदितव्याः । संस्कृतानुसारेण निपातकार्यं वक्तव्यम् ॥

આ અધિકારસૂત્ર છે આ પરિચ્છેદમાં કહેવાશે તે નિપાતસંજ્ઞાવાળા સમજવા નિપાતનું કાર્ય સંસ્કૃતને અનુસરી કહેવું

## हुं दानपृच्छानिर्धारणेषु ॥ २ ॥

---

१ संज्ञका भवन्तीत्यधिकृतं ज्ञेयम् ८

हुं इत्ययं शब्दो दानपृच्छानिर्धारणेष्वर्थेषु [1]निपातसंज्ञो भवति ॥

दाने यथा । हुं गेण्ह अप्पणो जीअं । पृच्छायाम् । हुं साहसु सब्भावं ॥ निर्धारणे । हुं हुवसु तुण्हिक्को ॥ हुं गृहाणात्मनो जीवम् । हुं कथय साधुषु सद्भावम् । हुं भव तूष्णीकः ॥

हुं એ શબ્દ, દાન કરવું, પૂછવું, ને નિર્ધારવું, એ અર્થોમા નિપાતસંજ્ઞા પામે છે, દાનના અર્થમાં हुं गेण्ह अप्पणो जीअं ( हुं गृहाणात्मनो जीवम्)–હા, તારો પોતાનો જીવ લે; પૂછવાના અર્થમાં हुं साहसु सब्भावं ( हुं साधुषु सद्भावम् )–હેં, સાધુને વિષે સદ્ભાવ ? નિર્ધારણના અર્થમાં हुं हुवसु तुण्हिक्को ( हुं भव तूष्णीक )–હું ( નક્કી જરૂર ) ચૂપ થા.

## विअवेअ अवधारणे ॥ ३ ॥

विअवेअ इत्येतावvधारणे निपातसंज्ञौ भवतः ॥

एवं विअ । एव वेअ । एवमेव ॥

विअ ને वेअ એ બે, નિશ્ચયના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે, एवं विअ કે एवं वेअ એટલે એ પ્રમાણેજ.

## ओ सूचनापश्चात्तापविकल्पेषु ॥ ४ ॥

ओ इत्ययं शब्दः सूचनापश्चात्तापविकल्पेषु निपातसंज्ञो भवति॥

ओ थिर असि ॥ गाथासु द्रष्टव्यः ॥

ओ એ શબ્દ, સૂચના, પશ્ચાત્તાપ, અને વિકલ્પના અર્થોમા નિપાતસંજ્ઞા પામે છે ओ थिर असि. એ નિપાતનો પ્રયોગ ગાથાઓમા જોવો.

## इरकिरकिला अनिश्चिताख्याने ॥ ५ ॥

इरकिरकिल इत्येते शब्दा अनिश्चिताख्याने निपातसंज्ञका भवन्ति ॥

---

1 निपात्यते ( निपातसंज्ञो भवतिને બદલે ) क.

पेक्ख इर तेण हदो। अज्ज किर तेण ववसिओ। अअं किल सिविणओ॥ प्रेक्षस्व किल तेन हतः। अद्य किल तेन व्यवसितः। अयं किल स्वप्नः॥

इर, किर, અને किल એ શબ્દો અનિશ્ચિત કહેવું એ અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે, पेक्ख इर तेण हदो–જો, કદાચ તેનાથી હણાયો, अज्ज किर तेण ववसिओ–આજ કદાચ તેણે વ્યવસાય કર્યો, अअ किल सिविणओ–આ કદાચ સ્વપ્ન છે

## हुं क्खु निश्चयवितर्कसंभावनेषु ॥ ६ ॥

हुं क्खु इत्येतौ निश्चयवितर्कसंभावनेषु निपातसंज्ञकौ भवतः॥

हुं रक्खसो। गरुओ क्खु भारो॥ हुं राक्षसः। गुरुः खलु भारः॥

हुं ને क्खु એ, નિશ્ચય, વિતર્ક, અને સંભાવનાના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે, हुं रक्खसो–નક્કી રાક્ષસ છે, કે કદાચ રાક્ષસ હશે, गरुओ क्खु भारो–ખરેખર, ઘણો ભાર છે, કે કદાચ ઘણો ભાર હશે

## णवरः केवले ॥ ७ ॥

णवर इत्ययं शब्दः केवलेऽर्थे निपातसंज्ञो भवति॥

णवर अण्णं॥

णवर એ શબ્દ, ફક્તના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે; णवर अण्ण–ફક્ત અન્ન છે

## आनन्तर्ये णवरि॥ ८ ॥

णवरीत्ययं शब्द आनन्तर्ये निपातसंज्ञो भवति॥

णवरि॥

णवरि એ શબ્દ, આનન્તર્ય–લાગલુંજ પછી એ અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે.

## किणो प्रश्ने ॥ ९ ॥

किणो इत्ययं शब्दः प्रश्ने निपातसंज्ञो भवति ॥

किणो धुव्वसि । किणो हससि ॥ किं नु धूयसे । किं नु हससि ॥

किणो એ શબ્દ, પ્રશ્નના અર્થમા નિપાતસંજ્ઞા પામે છે; किणो धुव्वसि–શા માટે ધ્રૂજે છે? किणो हससि–શા માટે હસે છે?

## अव्वो दुःखसूचनासंभावनेषु ॥ १० ॥

अव्वो इत्ययं शब्दो दुःखसूचनासंभावनेषु निपातसंज्ञो भवति ॥

दुःखे । अव्वो कज्जलरसरंजिएहिं अच्छीहिं ॥ सूचनायाम् । अव्वो अवरं विअ । संभावने । अव्वो णंमिव अत्तुं ॥ अहो कज्जलरसरञ्जिताभ्यामक्षिभ्याम् । अहो अपरमिव । अहो एनमिवात्तुम् ॥

अव्वो એ શબ્દ, દુઃખ, સૂચના, ને સંભાવનાના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે, દુઃખના અર્થમાં–अव्वो कज्जलरसरंजिएहिं अच्छीहिं–ઓહો, કાજળના રસથી રંગાયલી આંખો વડે; સૂચનાના અર્થમા–अव्वो अवरं विअ–ઓહો, જાણે બીજું, સંભાવનાના અર્થમા–अव्वो णंमिव अत्तुं–ઓહો, જાણે એને ખાવાને

## अलाहि निवारणे ॥ ११ ॥

अलाहि इत्ययं शब्दो निवारणे निपातसंज्ञो भवति ॥

अलाहि कलहलेसेण । अलाहि कलहवंधेण ॥ अलं कलहलेशेन । अलं कलहवन्धेन ॥

अलाहि એ શબ્દ, નિવારવું–બસ, એ અર્થમા નિપાતસંજ્ઞા પામે છે, अलाहि कलहलेसेण–લેશ પણ કજીઆથી બસ–લેશ પણ કજીઓ ન કરવો, अलाहि कलहवंधेण–કજીઆના બંધથી બસ–કજીઆના બંધનથી દૂર રહો

## अइ वले संभापणे ॥ १२ ॥

अइ वले इत्येतौ शब्दौ संभापणे निपातसंज्ञौ भवतः ॥

अइ मूलं पम्हुसइ । वले किं कलेसि अवले ॥ अपि मूलं मशुष्यति । वले किं कलयसि अवले ॥

अइ અને वले એ શબ્દો, સંભાષણના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે. अइ मूल मसूलइ–શું મૂળ સુકાયુ છે? वले किं कलेसि अवले–હે અબળા, તુ શું વિચારે છે?

## णवि वैपरीत्ये ॥ १३ ॥

णवि इत्ययं शब्दो वैपरीत्ये निपातसंज्ञो भवति ॥

णवि तह पहसइ वाला । विपरीतं तथा महसति बाला ॥

णवि એ શબ્દ, ઉલટાપણાના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે, णवि तह पहसइ बाला–ઉલટી, બાળા તેવી રીતે હસે છે.

## सू कुत्सायाम् ॥ १४ ॥

सू इत्ययं शब्दः कुत्सायां निपातसंज्ञो भवति ॥

सू सिविणो ॥ धिक् स्वप्नः ॥

सू એ શબ્દ, નિન્દાના અર્થમાં નિપાતસંજ્ઞા પામે છે; सू सिविणो–સ્વપ્નને ધિક્કાર છે.

## रे अरे हिरे संभापणरतिकलहाक्षेपेपु ॥ १५॥

रे अरे हिरे इत्येते शब्दाः संभापणरतिकलहाक्षेपेपु निपातसंज्ञा भवन्ति यथासंख्यम् ॥

रे मा करेहि । णाओ सि अरे । दिट्ठो सि हिरे ॥ रे मा कुरुष्व । नागोऽसि अरे । दिष्टोऽसि हिरे ॥

રે, अरे, ને हिरे એ શબ્દો, સંભાષણ, રતિકલહ, ને આક્ષેપ (શક)–ના અર્થમાં ક્રમે નિપાતસંજ્ઞા પામે છે, रे मा करेहि અરે ન કર, णाओ सि अरे–અરે તું નાગ છે; दिट्ठो सि हिरे–શુ તને બતાવ્યું છે?

## म्मिवमिवविआ इवार्थे ॥ १६॥

म्मिव मिव विअ इत्येते शब्दा इवार्थे निपातसंज्ञका भवन्ति॥ गअणं म्मिव । गअणं मिव । गअणं विअ कसणं ॥ गगनमिव कृष्णम् ॥

म्मिव, मिव, ને विअ એ શબ્દો, इव–જેવા–જાણેના અર્થમા નિપાતસંજ્ઞા પામે છે, गअणं म्मिव । गअणं मिव । गअणं विअ कसणं–ગગનના જેવા કૃષ્ણને

## अज्ज आमन्त्रणे ॥ १७ ॥

अज्ज इत्ययं शब्द आमन्त्रणे निपात्यते ॥

अज्ज महाणुहाव किं करेसि ॥ अहो महानुभाव किं करोषि ॥

अज्ज એ શબ્દ, આમન્ત્રણના અર્થમા નિપાતસંજ્ઞા પામે છે, अज्ज महाणुभाव किं करेसि–અહો મહાપ્રતાપી પુરુષ! શુ કરો છો?

## शेषः संस्कृतात् ॥ १८ ॥

उक्तादन्यः शेषः । प्रत्ययसमासतद्धितलिङ्गवर्णकार्यादिविधिः शेषः संस्कृतादवगन्तव्यः। इह ग्रन्थविस्तरभयान्न दर्शितः ॥[1]

ઉક્તથી અન્ય તે શેષ પ્રત્યય, સમાસ, તદ્ધિત, લિંગ, વર્ણકાર્ય આદિ વિધિ તે શેષ; એનું જ્ઞાન સંસ્કૃત ઉપરથી મેળવવુ, અહિં ગ્રન્થનો વિસ્તાર થવાના ભયથી દર્શાવ્યુ નથી

इति वररुचिकृते प्राकृतप्रकाशे निपातसंज्ञाविधिर्नाम नवमः परिच्छेदः ॥

---

૧ ए નવમા પરિચ્છેદ પર્યન્તજ છે.

# લાંબા સમયથી ધારેલું કાશી.

( પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,
એમ એ, એલ એલ બી )

( ચાલુ પુ ૫૩ પૃ ૧૪થી )

**અયોધ્યાથી હરદ્વાર**—અયોધ્યાથી અમારે હરદ્વાર જવુ હતુ આ ટપ્પો ઘણો મોટો હતો સાંજે ૭ વાગતે અમે અયોધ્યાથી નીકળ્યા ને રાત્રે નવે લકનૌ જઈ પહોંચ્યા ત્યાથી બે કલાક રહીને ગાડી બદલવાની હતી

લકનૌ સ્ટેશન ઘણુજ મોટુ છે રાત્રે તો તે એવુ મોટુ લાગતું હતુ કે વાતજ ન કરો પ્લૅટફૉર્મોની પણ એકદમ સમજણ પડે તેવુ નહોતુ અમે પ્લૅટફૉર્મની ઉપરજ પડી રહ્યા જે સ્થળેથી ગાડી બદલી બેસવાનું હતું ત્યા જઈને અમારો પડાવ કર્યો ત્યા અંધારૂં ઘોર હતું. કોઈ ઠગવિદ્યા વાપરી જાય તોએ સમજાય ને પકડાય તેમ નહોતું. બહાર જવામા માલ નહોતો વચમા બે કલાક હોવાથી અમે લકનૌના સ્ટેશન માસ્તરને જઈને મળ્યા તેની પાસે જતાંજ પા કલાક નીકળી ગયો લાંબુ પ્લૅટફૉર્મ ને તેને છેડે ઘૂત હતો તે ઓળગી દૂર સુધી ગયા પછી મુખ્ય સ્ટેશન આવ્યુ ત્યા બધા અધિકારીઓની ઑફિસો હતી સ્ટેશન માસ્તરને અમે મળ્યા ને તેને સમજાવી ડબ્બા રિઝર્વ કરાવવાની ગોઠવણ કરી તેણે હા તો પાડી પણ "જગ્યા હશે તો મારો ટિકિટ કલેક્ટર વ્યવસ્થા કરી આપશે" એવો ઉત્તર આપ્યો બીજો આપી પણ શો શકે ? ગાડી આવી તો તેમા જોઈએ તેટલી ભીડ હતી અમારી ટિકિટો ઇન્ટરની હતી તોએ જગ્યા નહિ મળે એમ લાગવાથી અમે નિરાશ થયા ઓચીંતો ગાર્ડની પાસેનો એક ડબ્બો ખાલી થયો સ્ટેશન પરના અમે તે કોઈ કારકૂને આવી અમને તેમાથી બે ખાના કાઢી આપ્યાં ને તે પર રિઝર્વ્ડના કાર્ડ પણ લગાવી દીધા ડબ્બો લાંબો હતો જગ્યા ઘણીજ ખાલી રહી અમારા સિવાય માત્ર એકજ બીજો માણસ તેમા બેઠેલો હતો, અમને આનંદ થયો જે સ્ટેશન વિષે અમને બીલકુલ સારી આશા નહોતી ત્યાંથી અમે આરામમા ઉપડ્યા.

હવેના મુલકમાં ચોરીની બીતિ વિશેષ છે. અમારી પાસેના ડબ્બામાં એક ગુજરાતી હતો તેણે એ પાસના શઠ લોકોની કંઈ કંઈ વાતો કહી

ચાલતી ગાડીએ બહારથી અંદર આવી માલ ચોરી તે લોકો પલાયન થઈ શકે છે અમારામાના કેટલાક જાગ્રત્ રહ્યા. બારને સુમારે રસ્તામાં ભારે વાવાઝોડુ થયું. પવન વધતાં વધતા એટલો વધ્યો કે ગાડીનાં બારણાં બંધ હોવા છતા પણ ગાડીની અંદર ધૂળની વૃષ્ટિ થવા માંડી. ધૂળથી ગાડી ભરાઈ ગઈ; અધારૂં થઈ ગયુ. પવનના વેગથી ગાડી ચાલતી બંધ થઈ ગઈ. સ્થિર ઉભેલી ગાડીને પણ પવન ઉછાળી નાખવા લાગ્યો ગાડી ઉંધીજ થઈ જાય એવા ચિન્હો જણાવા માંડ્યાં પવનનુ આવું ભારે તોફાન આ પાસ અમે જોયુજ નથી રસ્તા પરનાં ઝાડો ને તાર પણ જમીનદોસ્ત થઈ જવા માંડ્યા સ્ટેશનોની વચ્ચેનો તારનો સંબંધ પણ બંધ થઈ ગયો. સુમારે કલાક પવનના તોફાનને અન્તે વરસાદનું ભારે ઝાપટું આવ્યુ ત્યારેજ ત્યા શાન્તિ થઈ શાન્તિ થયા પછી પણ ગાડી આગળ વધી શકે તેમ નહોતુ; કારણ કે પવનથી વૃક્ષો લાઇન પર પડયા હતા ત્રણેક કલાકને અન્તે ધીમે ધીમે ગાડી આગળ વધી બપોરે બાર વાગતે લુક્સર પહોંચવાને બદલે લગભગ ચાર વાગતે ત્યાં પહોચ્યાં ગાડી બદલી હરદ્વારની લાઇનમાં અમે દાખલ થયા. સાંજે છને સુમારે અમે હરદ્વાર પહોંચ્યાં.

**હરદ્વાર:**—ચોવીસ કલાકની મુસાફરી કરી, જંક્શનો બદલી બદલી, તોફાનનો કડવો અનુભવ કરી અમે બધાંજ અતિશ્રાન્ત થયાં હતાં હરદ્વારમા ઘાટ પરની સાડાપાચ સૈયાની પડયાગીરી નીચેની ધર્મશાળામાં અમે મુકામ કર્યો. ધર્મશાળાની સામેજ ગગાજીનું પાણી ખળખળ પ્રબળ વેગમા વહ્યુ જતું હતું ધર્મશાળા ને નદીની વચ્ચે ત્યાંનો ઘાટ હતો આ ઘાટ જાણે લાબા ને પહોળા પત્થરના ચોક જેવો હતો. તે ઘણે લાબે સુધી પહોચતો હતો. નદીની પેલી પાસ હિમાદ્રિની ટેકરીઓનાં દર્શન થતાં હતાં. માત્ર દેખાવથીજ અહિં આંખ ઠરે તેવું હતું

ગાડીનો થાક સ્નાનથી અમે બધાંએ દૂર કર્યો. ગગાનો પ્રવાહ અહિં એટલો જલદીથી જાય છે કે તેમાં ઘુટણથી વધારે પાણીમા ભાગ્યેજ કોઈ ઉભો રહી શકે છે માણસ જો તણાયો તો તેની પાછા આવવાની આશાજ ન રાખવી. પાણી એવુ ઠંડુ હોય છે કે પ્રથમ પગ મૂકતાં હિંમત ચાલતી નથી. ભર ઉનાળામાં પણ નહાતાં ટાઢ વાય છે. તોપણ એક વાર આખું શરીર અંદર બોળ્યુ કે ફરી બહાર નીકળવાનું મન થતું નથી.

## હરદ્વાર.

ગિરિરાજના તલમા વસ્યુ નાનું મનોરમ ગામડું,
હરનુ નહિ આનંદનું એ દ્વાર અહિં વિકસી રહ્યું,
તુજ સ્વચ્છતા શોભા મનોહર શીતતામાં લુબ્ધ હુ,
ભાવિક મનુષ્યની ભક્તિ જોતા મુગ્ધ શુ વર્ણન કરું. ૧
તુજ પાર્શ્વમા ખળખળ વહે જન્હ માત ગંગા સરિતના,
તુજ ઘાટને આલિંગતા સપ્રેમ નિશદિન હર્ષમાં,
કઈ લોક તવ સાનિધ્યમા સંસારના દુખ શામતાં,
કઈ સાધુ સન્તો સતત નિજ આવાસ અર્થે આવતાં ૨

× × ×

અહિં જો કર્યાએ નદજલઅલે તે ખટુકડું,
રડે તોએ અન્તે રુદન કરવા સ્નાન ગમતુ;
અહિં જો કર્યાએ કઇ કઇ તણા વસ્ત્ર ઉદકે,
ફળો ફૂલો વૃક્ષો જલ ઉર લિધે ગધ વિચરે. ૩
પણે પેલા સર્વે જન જઇ કુશાવર્ત-ઉદકે,
ડરે શાં ન્હાવાને બરફજલમાં પાદ ધરીને,
પણે વારમધ્યે ત્વરિત વાજ્ણીતુલ્ય સરતી,
તણાતી સ્વચ્છંદે નવલ કઈ તે નાવ દીસતી ૪
પણે સામે જો જો હિમગિરિતણી ટેકરા પરે,
ફરી છે મેઘાસ્તે વિજ્ળીચમકા તે જલધરે,
પણે અંધારૂં જો શિર પર અહિં સૂર્ય ધગતો,
અહા વર્ષાહેલી-નદજલતણો રંગ ફરતો. ૫

× × ×

ક્ષણે ક્ષણે જે નવતા ધરે છે,
તે માત્ર છે રૂપ સુરમ્યતાનું,
કહ્યું જગે જે કહ્યું સત્ય નિશ્ચે,
આ સ્થાન છે ભિન્ન નવીનતાનું. ૬

× × ×

ધવલ અવલ મીઠુ શુદ્ધ આ વારિ તારૂં,
અવલ, નવલ અર્પે દિવ્ય આનંદ હેતુ;

અહીંસ સલિલ સોહે દેખતા દુગ્ધ જેવુ,
વનિલ અનિલ વેગે વેગથી દોડ્યુ જાતુ. ૭

× × ×

અહા આ વારિ શું નિશદિન વહે શ્વેત વિમળાં,
હિમાદ્રિથી રોધ્યા સરસર સરે વેગથીં ભર્યા. [૧]
નહીં તે રોધેલા, ગિરિકુહરનાં સ્નિગ્ધ જલ આ,
સરે છે વેગેથી જગતતલને શીત કરવા. ૮

× × ×

શીત આ વારિમા જોઉં, શીતતા મૂર્તિમાન છે;
શાન્તિ ને શુદ્ધતા જોઉં, દ્વાર કૈલાસ આજ છે. ૯

પહેલેજ દિવસે જે જતાં વારને અમે સ્નાન કર્યું તેથી એક પ્રકારનો આનંદ ને એક પ્રકારનો ખેદ થયો. આનદ બરફ જેવા ઠંડા, સ્વચ્છ, ને, વેગવાળા પ્રવાહમાં નહાવાનો હતો ખેદ એ હતો કે એ સ્થળે અમે પ્રવાસને અન્તે ગયા તેથી વધારે રહેવાય તેમ નહોતું. છતા અમે બેને બદલે ત્રણ દિવસ ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારે હરની પીડી આગળ વિધિપુરસર સ્નાન કરવા ને સ્નાનાન્તે દર્શનનો લાભ લેવા બધા નીકળી પડ્યા હરની પીડી અમારા મુકામથી નજીકજ હતી અમે પણ ઘાટ પરજ હતા ત્યાં જોઈએ ત્યાથી નદી, પહાડ, ને સ્વચ્છ ઘાટની સપાટી સિવાય અન્ય કશુ જોવાનુંજ નહોતુ દિવ્ય આનદ સિવાય અહિં બીજુ અનુભવવાનુંજ નહોતું મુકામમાં બેઠાં આનંદ, હરતાફરતા આનદ, નહાનાધોતાં આનંદ, દર્શન કરતા આનદ-એમ જીવન અત્ર આનદમયજ હતુ એ આનંદ હરની પીડી આગળ નહાયાથી વિશેષ વધ્યો નહાવાને માટે ત્યા ઠીક ગોઠવણુ કરવામા આવી છે પાણીને ઘેરી લેવામા આવ્યુ છે, ને ઘાટ મદિરની ઓથમાજ બાધવામાં આવ્યો છે આ સ્થળે પાણીનો વેગ ઓછો રહે છે ને નહાનારા કંઈક સ્વસ્થતાથી નહાઈ શકે છે. પાણી તો એવુ સ્વચ્છ ને પારદર્શક રહે છે કે તે વિષે વર્ણન કરવુ અશક્ય છે શીતલતા બરફથી પણ વધારે રહે છે આસપાસનો કુદરતી દેખાવ જ્યા જાઓ ત્યાં એકમેકથી ચઢિઆતો જોવામાં આવે છે. આકાશ ઘણુખરૂં વાદળાંથી આચ્છાદિતજ અમે જોયુ. રોજ

વરસાદ પણ ઘણુંખરૂં ખરોજ અમે મોડા પડ્યા હોવાથી વરસાદ વિશેષ પડી ગયો હતો, તેથી ગંગાનું નીર સહેજ મલિન થયુ હતુ, તેમછતા તે સ્વચ્છ લાગતું હતું તો માર્ચએપ્રિલમા એ પાણી કેવુ રહેતુ હશે એનો ખ્યાલ કરો હરની પીંડી આગળ સ્નાન, દર્શન ,વગેરે કરી અમે કુશાવર્ત ઘાટ પર ગયા ત્યા પાણી ખુલ્લુ વહ્યુ ચાલ્યુ જાય છે, એટલે વેગનું પૂછ-વુજ શુ ? એક કાગળનો કકડો પાણી પર નાખવો ને પછી જોવુ કે તે કેટનો જલદીથી તણાઈ જાય છે એક પળમા તો તે અદૃશ્ય થઈ જાય છે નહાવામા નાદાની કરી ભૂલ્યાચૂક્યા જો પાણીમા ઉંડા ઊતર્યા તો કોઈની મગદૂર નથી કે આપણો ત્યા બચાવ કરી શકે માણસ ક્યાએ ખેંચાઈ જાય તેની સમજણુ પણ નહિ પડે કુશાવર્ત ઘાટ પર સાકળો બાવેલી છે તે પકડીને નહાવાનુ કરી શકે છે આખો દહાડો નહિ નહાવુ એવો સંકલ્પ હોય છતા તીર પર ગયા કે નહાયા વિના રહેવાતુજ નથી એ તે ત્યગની મોહકતા છે, ને જ્યાર નહાઈએ ત્યારે પરિણામે આનદ સિવાય બીજુ કશુજ મળતુ નથી મને તો એમજ થયુ કે

> " જગત પરની જજાળો તે વિલુપ્ત થઈ જજો,
> જીવનપથના કાર્યો દૂરે નિવૃત્ત સદા થજો
> ધવલ જલને તીરે ગંગે ! વસુ તટપાર્શ્વમા
> સુખદ સ્થળમા સ્નેહે સેવુ સમાગમ સન્તના

આ વિરમ્તાનાનું બીજ માનામા નહોતુ, પણ તે સ્થળમા હતુ જાદુ ગરની લાકડીની અસર જાય કે વસ્તુઓ હતી તેને તેવી રહે છે તેવીજ રીતે હું તો પાછો એનો એજ છુ છતા ક્ષણભર ત્યા માણસને વૈનાન્ય ઉત્પન્ન થયા વિના ભાગ્યેજ રહે છે હજી પણ તે તે ત્યગો જ્યારે સાભરે છે ત્યારે કઈક દિવ્ય આનંદ થાય છે ને મનને શાન્તિ મળે છે કોઈ પણ જાતના ઉદ્વેગની તે સ્થળે આશાજ ન રાખવી એ દિવ્ય પ્રદેશ, એ સ્થળ આનંદનીજ હેલી કર્યા કરે છે એ સરિતા બસ વિસ્મૃતિની સરિતા છે, તેમા સ્નાન કરો ને તેનીજ સાથે તમામ શારીરિકની સાથે માનસિક દુ ખો તમે કેટલો સમય તો ભૂલવાનાજ

બીજે દિવસે સવારે અમે કનખલ ગયા ત્યા જવાનો રસ્તો સાફ ને સીધો છે તે સુમારે ત્રણચાર માઈલ દૂર છે ત્યા પણ કુદરતની લીલા

આવેલી હોય છે, અને લગભગ દરેકમા કઈક અદ્ભુતપણાનો અથવા ચમત્કારનો સંબધ જોડાયલો હોય છે સૃષ્ટિના સામાન્ય વ્યવહારમાં જે બીનાઓ જેવામા આવે છે તેના કરતા કઈક વિરુદ્ધ અથવા વિશેષ પ્રકારની બીના, જેનો કાર્યકારણસંબંધ જાણવામા ન આવ્યો હોય અથવા સામાન્ય બુદ્ધિથી જોડવો અશક્ય થઈ પડે એમ હોય, તેને અદ્ભુત બનાવ અથવા ચમત્કાર કહેવામા આવે છે આવા દેખીતા વિરોધવાળો અથવા વિશેષતા-વાળો અશ દતકથામાથી દૂર કરતાં જે બાકી રહે તેને ઐતિહાસિક સત્ય તરીકે માનવામાં આવે છે દૂર કરેલા ભાગ પરથી પણ તે સમયના જનસમાજની પરિસ્થિતિનો કેટલોક ઇતિહાસ મળી આવે છે, પણ એ એક જુદીજ બાબત છે એ ઇતિહાસ જનસમાજનો છે, પણ બનેલા બનાવનો નથી

એક તરફથી આવા પાઠોમા ઐતિહાસિક સત્યો સાથે દંતકથાની ગડબડ થવાનો જેવો સંભવ રહે છે, તેવોજ બીજી તરફથી દતકથા કહેલીજ ન જોઈએ એમ થવાનો પણ ડર રહે છે એ બેમાથી એક પણ ન થવુ જોઈએ, અને ઇતિહાસ તથા દંતકથાને કેટલે અંશે એક અને કેટલે અંશે ભિન્ન ગણવા તે સમજવુ જોઈએ, એ ઉપરના ટૂંક વિવેચનનો હેતુ છે.

આવા પાઠના સંબંધમાં એક બીજી બાબત પર પણ શિક્ષકવર્ગનું લક્ષ ખેચવા જેવુ છે તે એ કે આ જીવનચરિત્ર શિક્ષક પાસેથી સમજ્યા પછી વર્ગમાના જો થોડાઘણા વિદ્યાર્થીઓને પણ એ કવિનાં કાવ્યો વાચવાની ઉત્સુકતા અથવા આતુરતા ન થાય તો એમજ સમજાય કે પાઠ જોઈએ તો સફળ થયો નથી. 'નાગરિક અથવા દેશજનના ધર્મ' વિષેનો પાઠ વાચી નાગરિક અથવા દેશજનની મુખ્ય ફરજો શી છે તે જન્મપર્યંત હૃદયમાથી ભુલાય નહિ એવી છાપ વિદ્યાર્થી પર પડે નહિ ત્યાંસુધી શિક્ષકે સંતોષ માનવો વ્યર્થ છે 'કર' વિષેનો પાઠ સમજાવી રહ્યા પછી કર એ એક આપણા સંરક્ષણના બદલામા ન્યાયની રીતે લેવાતો આપણા દ્રવ્યનો હિસ્સો છે, એવુ દરેક વિદ્યાર્થીના સમજવામાં બરાબર આવ્યું છે એમ ખાત્રી કરવાનું કોઈ શિક્ષકના મનમા ન આવે તો તેનો શિક્ષણસંબંધી આદર્શ બહુ નીચો છે એમજ કહેવુ પડશે એજ પ્રમાણે બીજા સર્વ પ્રકારના પાઠોના સંબંધમાં કહી શકાય. પણ કવિના જીવનચરિત્રના સંબધમા એટલું વિશેષ કહીએ તો ચાલે કે જે હૃદયસરોવરમાથી કવિતાસરિત્ વહે છે તે સરો-

વરની સુંદરતાનો ખ્યાલ આપીનેજ નહિ અટકતા શિષ્યમા એવી પણ જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ કે તેમાથી નીકળનારી સરિત્ રમણીયતા પ્રગટાવતી પ્રગટાવતી ક્યા ક્યા પ્રદેશોમાથી વહે છે, નીરસ ભૂમિને કેવી રીતે રસાળ બનાવે છે, ફળદ્રુપને કેવી રસમય બનાવી દે છે, તટનિવાસી આશ્રિત પશુપક્ષીઓને કેવો કલ્લોલ કરાવે છે, *રોગગ્રસ્ત પુરુષને જળપાનમાત્રથી કેવા નીરોગ બનાવે છે, અને તીર્થબુદ્ધિવાળા વિશુદ્ધ આત્માને કેવાં શાંતિ તથા આનંદ બક્ષે છે ! સાહિત્ય તરફ પ્રેમદૃષ્ટિથી નિહાળતા શિખવવુ એજ સાહિત્યના અથવા ભાષાના શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ છે

**મુસદ્દી**–અ –મુત્સદ્દી=કારકુન, લખનાર, તે પરથી રાજનીતિજ્ઞ

**ઉર્ફે**—અ. उरफ्=જાણવુ=બીજે (ઓળખાવનાર) નામે

**ચરિત્ર**=આચરણ, કરેલાં કાર્યો, જેનું પુરાણાદિમા વર્ણન આપ્યુ છે તે

**વિવાહ**–સંસ્કૃતમા **વિવાહ**નો અર્થ લગ્ન થાય છે, પણ ગુજરાતીમા કાચા લગ્નને એટલે લગ્ન પહેલાં વાગ્દાનથી થયલા સંબંધને ' વિવાહ ' કહે છે. એનેજ કેટલાક વેવિશાળ અથવા વેસવાળ પણ કહે છે. વિધિ-પૂર્વક લગ્ન પાછીથી થાય છે, તે પાકુ લગ્ન.

**માતાનો દેહ પડયો**–માતા મરણ પામી.

**સાધુસંતોનું તાન લાગ્યું હતું**–સાધુસંતોમા મન લાગી રહ્યું હતું અથવા ચિત્ત પરોવાઈ રહ્યું હતું

**વય**–સં॰वयस्=ઉંમર

**ભારે પડયું**-બોજારૂપ લાગ્યુ.

**આવેશમાં**=ક્રોધના જુસ્સામાં.

**શુદ્ધ**=સાચી.

**સહવાસ** ( सं॰सह=સાથે + वास=રહેવુ તે )=સમાગમ

**મહોલ્લામાં**–દેશી॰ **महल्लो. म॰ महल**=જગ્યા, શેરી

**મજેવડીને દરવાજે**—જૂનાગઢથી ઉત્તરે મજેવડી કરીને ગામ છે તે તરફ જવાને દરવાજે.

*ખનિજ દ્રવ્યવાળા જળથી રોગો દૂર થાય છે એ વાત પ્રસિદ્ધ છે.

**આખરનું ઘર**—છેલ્લે જ્યાં આવી રહ્યા હતા તે ઘર.

**કુટુંબવિસ્તાર**—સં૦ कुटुम्ब + विस्तार=વંશનો ફેલાવો. જેને છોકરાંછૈયાં હોય તે કુટુંબવિસ્તારવાળા કહેવાય છે.

**અખાડો**—સં૦ अक्ष + वाट=જુગારનું અથવા યુદ્ધનું સ્થાન. અહિં સાધુઓના મઠ જેવો અર્થ છે.

**વીટંબણા**—સં૦ विडम्बना=ખેદ, દુઃખ.

**સીમંત**—( સં૦ सीमंत=સેંથો )=ગર્ભવંતી થયા પછી ચોથે, છટ્ઠે અથવા આઠમે માસે કરવામાં આવતા બાર સંસ્કારમાંનો એક.

**ક્રિયાપાણી**—ધાર્મિક તથા વ્યાવહારિક ક્રિયાઓ.

**ચિત્તવેધક ચિત્ર**=ચિત્તને વીંધી નાખે એવા, મનલય કે કરુણા ઉપજાવે એવા શબ્દમાં બ્યાન.

**ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ**—સારૂં થયું કે સંસારનો ફાંસો દૂર થયો; હવે પરમાત્માનું ભજન સુખેથી કંઈ વિઘ્ન વગર કરીશું.

આ ઉપરથી એવું અનુમાન નહિ કરી શકાય કે નરસિંહ મહેતાને સ્ત્રી સાથે અણબનાવ હોવો જોઈએ, અને તેથી તેના મરણની તે રાહ જોતા હશે. સામાન્ય રીતે ભક્તજનોએ એવો સિદ્ધાંત બાંધેલો જોવામાં આવે છે કે ઈશ્વર જે કંઈ કરે છે તે સારા માટે જ. કવિએ પોતાની સ્ત્રીના મરણસંબંધમાં પણ એ સિદ્ધાંત ઉતારી સાંસારિક પુરુષોથી દુઃખરૂપ ગણાતા એ બનાવનો પણ સારા રૂપમાં અર્થ કરી ગાયું છે કે હવે સુખેથી શ્રીગોપાળનું ભજન કરીશું, કારણ કે પ્રેમી ભક્તને સાંસારિક સ્ત્રીપુત્રાદિ તરફ આવશ્યક લક્ષ આપવા જેટલી ચિત્તવ્યગ્રતા પણ પ્રભુ તરફની અપ્રતિહત પ્રેમધારામાં વિક્ષેપ કરનારી લાગે છે.

**હરિકીર્તન**—ઈશ્વરનો મહિમા ગાવો તે.

**ઈશ્વરની લીલા**—ઈશ્વર જે કાર્યો કરે છે તેને ભક્તજનો ક્રીડા અથવા લીલા કહે છે.

**કૃષ્ણના અવતારનું મહત્ત્વ સ્વીકારેલું છે**—કૃષ્ણના અવતાર તરફ જુદા જુદા પુરુષો જુદી જુદી દૃષ્ટિથી જુએ છે. કેટલાક કૃષ્ણમાં રાજનીતિમાં કુશળ એક ઉત્તમ રાજાનો આદર્શ જોઈ રહ્યા છે, ત્યારે બીજાઓ એજ ચરિત્રમાં આધ્યાત્મિક તત્ત્વોનું દર્શન કરી રહ્યા છે. ત્રીજે

વર્ગ વળી પરમાત્માના અનેક અવતાર થાય છે એટલે ઈશ્વર પોતાના ધામમાંથી મનુષ્યરૂપે પૃથ્વી ઉપર ઊતરે છે એમ માની કૃષ્ણને પણ એક એવા અવતાર તરીકે ગણે છે, ત્યારે ચોથો વર્ગ કૃષ્ણમા પરમાત્માનો પૂર્ણ અંશે અનુભવ કરે છે કૃષ્ણના સંબધમા આવી અનેકાનેક કોટિઓ પડી રહી છે. નરસિંહ મહેતા તથા મીરાંબાઈ વગેરે ભક્તકવિઓ કૃષ્ણના સ્વરૂપનો કેવો અનુભવ કરી રહ્યા છે, તે યથાર્થ સમજ્યા વગર એમનાં કાવ્યોનો મર્મ જોઈએ તેવો સ્પષ્ટ થતો નથી, કેમકે એ કાવ્યોના અભ્યાસીઓના હૃદયમાં કૃષ્ણના સ્વરૂપસંબંધી જે એક અથવા અનેક સંસ્કારો દૃઢ થઈ ગયા હોય છે તેની અસર મર્મ સમજવામા કેટલેક અંશે પણ આડે આવ્યા વગર રહેતી નથી તેટલા માટે નરસિંહ મહેતા તથા મીરાંબાઈ જેવા ભક્તકવિઓની કવિતાનો શુદ્ધ મર્મ સમજવા પ્રયત્ન કરનારે તો તેમણે આપેલા વર્ણનોમાથીજ તે સ્વરૂપ તારવી કાઢવું જોઈએ સદ્ભાગ્યે એમની કવિતાઓ એવી સાદી, સરલ, અને સ્પષ્ટ ભાષામા રચાયલી છે કે આ કામ જરા પણ અઘરૂં થઈ પડે એવું નથી તેથી કાવ્યરસિક વર્ગને ઉપયોગી થાય એવા હેતુથી સંક્ષેપમા એ ભક્તકવિઓએ સ્વીકારેલા કૃષ્ણના સ્વરૂપનું દિગ્દર્શન કરાવવા તેમનીજ કવિતામાથીજ કેટલાંક અવતરણો નીચે આપવામા આવ્યા છે —

" રવિ શશિ કોટી નખ ચંદ્રિકામા વસે, દૃષ્ટિ પહોંચે નહી ખોજ ખોળે;
જ્યાં ઉદ્યોત ત્યમ તિમિર ભાસે નહી, નેતિ નેતિ કહી નિગમ ડોળે.
કોટિ બ્રહ્માંડના ઈશ ધરણીધરા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેહું;
મર્મ સમજ્યા વિના ભર્મ ભાગે નહિ, સગુણ સ્વરૂપ નિર્ગુણ એનું"

---

ને પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદાશુ રમે, ભાવેશુ ભામની અંક લીધે;
જે ગમ્ય વ્રજભામિની નાર વિલસે સદા, સખીરૂપે તે નરસૈંયે પીધો "

---

" અચળ રસ છે એહેની પાસે, તે પ્રેમી જનને પાસે રે,
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અપંપાર ગુણનો એવો રે,
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ માને તેહવો એવો રે

× . × × × × × +

પૂર્ણાનંદ માને પુરુષોત્તમ, પરમ ગતિ છે એની રે,

એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જોજો ચિત્તમાં ચેતીરે "

---

" ધન્ય રે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઈ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. "

---

" પૂરણ બ્રહ્મ છબીલો મારો, જેણે ગોકુળ ગાય ચારી રે. "

---

" ઈંદ્રાદિક બ્રહ્માદિક શંકર સેવના, તાહરો પાર ન જાણે કોયે."

---

" મારો ઠાકોર શ્રી દામોદર, અન્યને હું નહીં જાચુ રે.
તારણ તરણ પૂરણ પુરુષોત્તમ, નિરાકાર જે કહાવે રે;
નરસૈયાના સ્વામી સંગે રમતા, પુનરપિ જન્મ ન આવે રે. "

---

" મે ગાયો બ્રહ્મ તે પરમ આનંદરૂપ, કરમના જીવ તે મરમ બોલે;
ધરમ ધુરંધરો તમને જાણે નહી, રત્ન ગુંજા કરે એક તોલે. "

---

પુરુષોત્તમ લીલા અવતારી, દેહ ધર્યો અવિનાશી રે;
કર જોડીને કહે નરસૈયો, ગોવાળિયા વૈકુંઠવાસી રે. "

---

" શ્રી રાધિકાકૃષ્ણ, ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કાંઈ ધર્મ આધો "

---

" કૃષ્ણલીલારસ ગાઇએ, પ્રેમ પરમ સ્વરૂપ. "

---

" જેણે જેવો દીઠો તેવો ગાયો, મેં રસીક રંગી ગાયો રે. "

---

" શ્રી કૃષ્ણ મહારાજ, મારે તો શ્રી કૃષ્ણ મહારાજ;
રંગીલો છબીલો ને છોગાળો, અવરસુ નહિ કાંઈ કાજ. "

---

" સ્નેહ તણુ કારણ છે મોહ, તેની અળગી આંખ જણાય "

---

કોઈ ના જાણે હરિયા, તારી ગતિ કોઈ ના જાણે;
મટ્ટી ખાતે મુખ દેખા જસોદા, ચૌદ ભુવન ભરીયા.

---

રામ રમકડું જડિયું રે, રાણાજી, મને રામ રમકડું જડિયું,
રુમઝુમ કરતું મારે મંદિર પધાર્યું, નહિ કોઇને હાથ ઘડિયું રે.
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા, કોઇ એક વિરલાને
હાથે ચડિયું રે,
સુન શિખરના રે ઘાટથી ઉપર, અગમ અગોચર નામ પડિયું રે.
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, મારૂં મન શામળીયાશું જડિયું રે.

મર્મપ્રકાશક ઉપલા અવતરણો ઉપરથી સહજ માલમ પડી આવે છે કે એ ભક્તકવિઓનો કૃષ્ણ રંગીલો, છબીલો, અને છોગાળો કૃષ્ણ—એજ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છે, પણ તેની કોઈ વિભૂતિ, કળા, કે અંશ નથી. ઇંદ્રાદિક, બ્રહ્માદિક, શંકર વગેરે જેનો પાર પામી શકતા નથી, જેને વેદ નેતિ નેતિ કહે છે, જે ક્ષર અને અક્ષરથી પર છે, જે પૂર્ણાનંદ છે, જે પરમ પ્રેમનું સ્વરૂપ છે, જે પરમાનંદરૂપની પ્રાપ્તિ પ્રેમ વડેજ થઈ શકે છે, તેજ સર્વવ્યાપી અવિનાશી ઈશ્વરે મુક્તિરૂપ જસોદાને ત્યાં આનંદાકાર સ્વરૂપ પ્રગટ કરી અવતારી, પૂર્ણ પુરુષોત્તમ તરીકે લીલા કાજે દેહ ધારણ કર્યો છે. એજ કોટિ બ્રહ્માંડનો ઈશ અને એજ અદ્વૈત બ્રહ્મ છે, જે નિરાકાર પણ કહેવાય છે એનું જે સગુણ સ્વરૂપ છે તે નિર્ગુણજ છે. જેનું નિર્જન કરી સર્વ ચિંતન કરે છે તેનું પ્રેમની આંખે પ્રત્યક્ષ દર્શન થઈ શકે છે.

**તેમનાં હૃદયમાં.........મોટીજ વાતો રમી રહી હતી**— કૃષ્ણનું મહત્ત્વ જેવું નરસિંહ મહેતા વગેરે ભક્તકવિઓએ સ્વીકારેલું છે તેવું મહત્ત્વ બીજા કોઈ ન સ્વીકારે, તોપણ તેમની કવિતાનો હાર્દ બરાબર સમજવાથી તેમને ખાત્રી થયા વગર રહેશે નહિ કે, કૃષ્ણના સ્વરૂપનો ખ્યાલ જે એમના મનમાં હતો તે સંકુચિત અને એકદેશી નહિ હતો પણ ઉપર દર્શાવ્યા મુજબ ઘણો ઊંડો, ઊંચા પ્રકારનો, અને સર્વદેશી હતો.

**પખાજ**—સં. પક્ષવાદ્ય=બંને બાજુએ વગાડાય એવું વાદ્ય.
**ભાવથી ભરેલી**—હૃદયમાંથી ઉભરાતા રસથી ભરપૂર

અપૂર્ણ.

---

## લઘુતમ સાધારણ ભાજ્યનો વિશેષ ઉપયોગ.

સાધારણ રીતે લઘુતમ સાધારણ ભાજ્યના પ્રકરણમાં અંકગણિતોમાં જે જુદી જુદી જાતની રકમોના દાખલા એ રીતથી છોડવાને મનોયત્ન તરીકે આપવામા આવેલા હોય છે તેવા દાખલાઓ ઉપરાત બીજા ઘણી જાતના દાખલાઓમા એનો ઉપયોગ કરી શકાય છે એ બતાવવાનો આ લઘુ લેખનો હેતુ છે. અંકગણિતમા ઘણા દાખલાઓ આપણે સાધારણ રીતે 'એકમ પદ્ધતિ' (method of unity)થી ગણતા આવ્યા છીએ. એજ પ્રકારના દાખલાઓમાં જો લઘુતમ સાધારણ ભાજ્યનો ઉપયોગ કરવામા આવે છે તો દાખલો વધારે સ્પષ્ટ રીતે અને ટૂકી રીતે થઈ જાય છે અને એથી શ્રમ ને સમય બનેમા લાભ થાય છે. થોડાક ઉદાહરણોથી એ વાત વધારે સ્પષ્ટ થશે

**દાખલો ૧.** अ એક કામ ૬ દિવસમા, व ૮ દિવસમા, અને क ૧૨ દિવસમા કરી શકે છે; તો તે ત્રણે મળી તે કામ કેટલા દિવસમાં કરશે ?

**રીત:—** ત્રણેના કામ કરવાના દિવસોનો લ૦ સા૦ ભા૦ ૨૪ દિવસ છે.

∴ ૨૪ દિ૦ માં अ તેવા ૪ કામ કરી શકે.

„ व ૩ „

„ क ૨ „

∴ „ अ+व+क ૯ „

∴ $\frac{૨૪}{૯}$ દિ૦માં તેવુ ૧ કામ કરી શકે अ+व+क

∴ ૨$\frac{૨}{૩}$ દિ૦ अ+व+क ને એક કામ કરતાં લાગશે એ જવાબ.

**દાખલો ૨.** अ એક ખેતર ૯ દિવસમાં ખેડી શકે છે, व ૧૨ દિવસમાં, અને क ૧૬ દિવસમાં ખેડી શકે છે; તો કેટલા દિવસમાં अ+व, अ+क, અને व+क ભેગા તે કામ કરી શકશે ?

**રીત:—** ત્રણેના કામ કરવાના દિવસોનો લ૦ સા૦ ભા૦ ૧૪૪ દિ૦ છે.

∴ ૧૪૪ દિ૦માં अ તેવાં ૧૬ કામ કરી શકે.

„ व „ ૧૨ „

„ क „ ૯ „

∴ „ अ+व „ ૨૮ „

∴ $\frac{૧૪૪}{૨૮}=\frac{૩૬}{૭}=૫\frac{૧}{૭}$ માં अ+व તેવુ ૧ „

∴ अ+व ને $૫\frac{૧}{૭}$ દિ૦ લાગે.

વળી. ૧૪૪ દિ૦માં अ+क તેવાં ૨૫ કામ કરી શકે

∴ $\frac{૧૪૪}{૨૫}$ „ अ+क તેવુ ૧ કામ કરી શકે

∴ अ+क ને $૫\frac{૧૯}{૨૫}$ દિ૦ લાગે.

વળી ૧૪૪ દિ૦માં व+क તેવા ૨૧ કામ કરી શકે

∴ $\frac{૧૪૪}{૨૧}$ „ व+क તેવુ ૧ કામ કરી શકે

∴ व+क ને $૬\frac{૬}{૭}$ દિ૦ લાગે.

**દાખલો ૩** અમુક રકમમાંથી अનો ૪૦ દિ૦નો પગાર અને वનો ૫૦ દિ૦નો પગાર આપી શકાય તેમ છે, તો તેજ રકમમાથી તે બંનેનો કેટલા દિવસનો પગાર આપી શકાય ?

**રીત:—** બંનેના પગારના દિવસોનો લ સા. ભા. ૨૦૦ દિ૦ છે.

अ ના પગારના દિવસો × ૫ = ૨૦૦ દિ૦

व „ × ૪ = ૨૦૦ દિ૦

∴ अ+व „ × ૯ = ૨૦૦ દિ૦

∴ अ+व ના પગારના દિવસો = $\frac{૨૦૦}{૯}$ = $૨૨\frac{૨}{૯}$

∴ अ+व ને $૨૨\frac{૨}{૯}$ દિ. ચાલશે.

**દાખલો ૪.** બે નળથી એક ટાંકી ૮ મિનિટમા ભરાઈ જાય છે. તેમાંનો એક તે ટાંકી ૨૪ મિનિટમાં ભરી શકે છે, તો બીજો એકલો કેટલા કલાકમાં ભરી શકે ?

**રીત.—** ભરવાના કલાકોનો લ૦ સા૦ ભા૦ ૨૪ મિ૦ છે.

૨૪ મિનિટમાં બંને નળો ૩ વાર તે ટાંકી ભરે.

૨૪ „ પહેલો નળ ૧ „

∴ ૨૪ મિ માં બીજો નળ ૨ વાર ભરે

∴ બીજા નળને એક વાર ભરવાને ૧૨ મિ૦ લાગે.

**દાખલો ૫.** अ એક કામ ૨૦ દિ૦માં કરે છે. व ૧૨ દિ૦માં કરે છે. अ અને वએ તે કામ ભેગાં ૬ દિવસ કર્યું, અને પછી कએ ૨ દિવસમાં તે પૂરૂં કર્યું, તો क એકલો તે કામ કેટલા દિવસમાં કરતો હશે ?

રીતઃ— વખતનો લ૦ સા૦ ભા૦ ૧૦ દિ૦ છે.

૧૦ દિ૦મા अ તેવાં ૩ કામ કરે.

" ब " ૫ "

∴ " अ+ब " ૮ "

∴ ૧ દિવસમાં अ+ब તેવું $\frac{૮}{૧૦}=\frac{૪}{૫}$ કામ કરે.

∴ ૨ દિવસમાં कએ $\frac{૧}{૫}$ કામ કર્યું.

क ને આખુ કામ કરના ૧૦ દિ૦ લાગે.

દાખલો ૬. એક વેપારીએ ૬ પેન્સના ૯ લેખે કેટલાક ફળ લીધાં અને તે ૧૯ પેન્સના ૨૦ લેખે વેચ્યા આથી તેને ૨ શિ. ૧૦ પે. નફો થયો, તો તેણે કેટલા ફળ વેચેલા ?

રીતઃ— ફળોની સંખ્યાનો લ૦ સા૦ ભા ૧૮૦ ફળ છે

૧૮૦ ફળના કહેલે ભાવે બેઠેલા ૧૦ શિ ૦ પે

૧૮૦ " ઉપજેલા ૧૪ શિ. ૩ પે.

∴ ૧૮૦ ફળના વેપારમા ૪ શિ. ૩ પે. નફો

∴ ૨ શિ ૧૦ પે મેળવવા તેણે $\frac{૧૮૦\times૩૪}{૫૧}$=૧૨૦ ફળ વેચવા જોઈએ.

દાખલો ૭. ૩ ટકાની લોનનો ભાવ ૮૭ રૂ છે, અને ૪ ટકાની લોનનો ૧૧૫ રૂ છે. બેમાંથી કઈ લોનમા નાણા રોકવા સારા ?

રીતઃ— કિંમતોનો લ૦ સા૦ ભા૦ ૮૭×૧૧૫ છે

૮૭×૧૧૫ રૂ થી ૩ % લેખે ૩૪૫ રૂ વર્ષે વ્યાજ આવે.

૮૭×૧૧૫ રૂ થી ૪ % લેખે ૩૪૮ રૂ વર્ષે વ્યાજ આવે.

∴ બીજી લોનમા નાણા રોકવા સારા

આ પ્રમાણે વિચાર કરી લાગુ પાડવાથી ઘણાં ઉદાહરણોમા એ રીત લાગુ પાડી શકાશે

પ્રે ટ્રે. કૉલેજ } મોહનલાલ કાળીદાસ ભટ્ટ.
અમદાવાદ.

# સુરત જિલ્લાની કાળી પરજમાં વપરાતા શબ્દો.

( મિ. મણિશંકર ડાહ્યાભાઇ મહેતા છરવાડા ના વલમાડ )

| ગુજરાતી. | ભીલોના. | ગુજરાતી. | ભીલોના. |
|---|---|---|---|
| દેવતા | ઇશ્તો. | ભેંશ | ડોબડ |
| તીખુ. | તીખટ | બળદ | ગોરા |
| મકાઇ | જોંધરા | તપેલુ | ભગુના |
| ઘરો. | ડવર. | વાસડા | રોકર |
| બ્રાહ્મણ | બાહ્મન્ | ભાઈ | ભાઉસ અથવા |
| ખાખરો | પોરસા | | ભાવડી. |
| નથી. | નેહો, નીમજે. | લોટો | તાબીઆ. |
| બેગા રહેવું. | ગોરા, અથવા દોને | રૂપિયા | પૈસા |
| | જનાએ કુજ | સસલુ. | સાસાં |
| જુદા, રહેવું | વાયલા | તીર (ફેંક્વાનું) | કાપલા |
| કાકા. | કાકાબાસ | કાદવ | ચીખલ |
| બાપ. | બાસ | કામઠી | ધનુષ |
| બપ્પાવો. | ઘરડા બાસ | વહુ | વેવા |
| નહાવું. | અંગોર | બાળવાના લાકડા | ફાટી |
| ત્રણ | તીન | દાળ | વળણ. |
| કાલે | ઉદીયા | રાંધેલો ભાત | ખીચડી |
| પરમ દહાડે | પરમા | મા | આયા અથવા આઈ. |
| ચોથે દહાડે | અરમા | માણસ. | માનસા |
| તાપ | ધૂપ. | બિલાડી | માજર |
| કાગળ | કાગદ | કૂતરા | લેગડા |
| માકણ | ધીગડ | ઉંદર | ઉદીર |
| ચાયડ | પીસવા | તુવર | તુરી |
| અહિં | અડે. | છારા | તાક |
| બેસવુ. | બીસ. | ઘી | તુપ. |
| આવ. | એ. | દીકરો | પોપો. |

| ગુજરાતી. | ભીલોના. | ગુજરાતી. | ભીલોના. |
|---|---|---|---|
| દીકરી | પોપી | મગ | મુગ. |
| નદી | નઈ. | દાતરડું. | એરા. |
| વિવાહ. | વરાકડી | સુપડું | સુપ. |
| થોડાં થોડા | વાઈ વાઈ | સાવરણી. | બાહેર |
| કાઢી નાખવુ | કાઠી ટાક. | ઉપણવુ. | જાડવાનું. |
| કાગડો | આડીઓ | રોટલો. | ભાકુર. |
| વાદળાં | પાલીઆ ઓકડ | મરચાં | મીરચાં. |
| ખીસકોલી. | ચીચી. | કોસકી | ફની |
| કેટલા. | કોડાક | ટોપલા | ડાલકાં |
| એટલા | ઓડા | હજામત કરાવવી. | ડોઈ પાધરવાની. |
| ચાળીસ | દોનીસ. | માથું. | ડોઈ |
| દશ | દહા. | ઘાસ | ચારીઆં. |
| બહુજ મોઘો | ભારી જડ | ભાતનુ પુળુ | કુટાસ. |
| છે. | આહત અથવા આહા | વાલ, તુવેર વગેરે- નુ ગોતર | બરકલ. |
| ખડ. | જબર. | કન્યા, (કુમારી) | નવરી |
| રડવુ, | રીકહ | વર | નવરો. |
| જુવાર. | જુવારી | વર | ઉપર. |
| ચોખા | તાદુલ | લઈ જા. | ધેનજા. |
| વાલ | વાલખડી | આપવુ | દેવલા. |
| . જુ | વાગા | છોકરો. | લેકુરા |
| કાકડી. | વારદા | બાગખીરી | તકરાર. |
| ઘર | ગોઠા | લગડા | ફડકાં. |
| પોતાની બાયડી | બાયકો. | જીવવુ | જગતા |
| પાડો | ઐલા | મરવું | મીખા |
| આપલો, સાદ. | સાંદીઆ | | |

## ભીલોની વાતચીત.

| ગુજરાતી. | ભીલોની ભાષા. |
| --- | --- |
| તારો બળદ મને આપ. | તુના ગોરા માલા દે. |
| તુ કેટલા રૂપિયા લે? | કોડાક પૈસા લીએ તુ. |
| મને પચાસ આપ. | દોનીશ ને દહા માલા દે. |
| તુ બહુ મોઘો છે. | તુ ભારી જડ આહત. |
| એટલા રૂપિયાનો બળદ નથી. | ઓડા પૈસાના ગોરા નીમજે. |
| હું ચાલીશ આપુ | માલા દોનીશ તાકુ. |
| તારી શી મરજી છે? | તુ કામ સાંગે? |
| એટલા રૂપિયાએ નહી આપુ | ઓડા પૈસાએ નીમ દેવલા |
| થોડા થોડા ઓછા કર. | વાઈ વાઈ કાઢી ટાક |
| એ એક વધારીને લઈ જા | દોનેક અધિક કરી ઘેનજા |
| તકરાર નકી કર | ખારાખારી લકા (નકો) કર |
| હું બેતાળીસ રૂપિયા આપુ | મા દોનીશ ને દોન પૈસા વર દઉ. |
| (ત્યારે) મે તને બળદ આપ્યો | માલા તુના ગોરા દેવલા |
| તું કોનો છોકરો? | તુ કોના લેકુરા |
| હું ગાભણાનો છોકરો. | મા +ગાભણાના લેકુરા |
| તારે કેટલા ભાઈ? | તુમી કોડાક ભાવડી |
| મારે ત્રણ ભાઈ (છે). | માલા તીન ભાવડી |
| તેના નામ શુ? | તેના નામ કાયે |
| એકનુ નામ ઠગીઓ છે. | એકના નામ ઠગીઆ આહા |
| બીજાનું નામ ધરમો છે | દુસરાના નામ ધરમા આહા |
| ત્રીજાનુ નામ વજીઓ છે | તીસરાના નામ વજીઆ આહા. |
| તમે સાથે છો કે જુદા? | તુમી ગોરા આહા કે વાયલા |
| અમે જુદા છીએ | અમી વાયલા આહા |
| તારો બાપ જીવતો છે કે મરી ગયલો? | તુના બાસ ખાહા કે મીખા? |
| મારો બાપ જીવતો છે | માના બાસ જગતા આહત |

+ વિશેષ નામ છે

# દાહોદ તથા ઝાલોદ તાલુકામાં વસતા ભીલ લોકોની ભાષા.

(મિ. લજ્જાશંકર ગણપતરામ.)

| ગુજરાતી. | ભીલોના. | ગુજરાતી. | ભીલોના. |
|---|---|---|---|
| ૧ સાડ્શી | = હાંડી | | |
| ૨ વાછરડો | = ક્રીડો | ૧૮ ગાય | = ડાહી |
| ૩ વાછરડી | = ગીડી | ૧૯ પોપટ | = ધાઘોલ. |
| ૪ ટોપલો | = હુલ્લો | ૨૦ માંડવો | = ડાગળો |
| ૫ ટોપલી | = હુધરી | ૨૧ નાક | = નખોડુ. |
| ૬ ધોતીઆ | | ૨૨ પથ્થર | = ભાકો. |
| પોતીઆ | = રીસરા | ૨૩ ખબર કર | = ગમકર |
| ૭ દારૂ | = હેરો. | ૨૪ જુડો | = આહદુ. |
| ૮ નાનુ છોકરૂં | = પોઇડુ | ૨૫ સામાન | = હમદા |
| ૯ મોટા કાકા | = બાબો | ૨૫ પથારી | = પડાઈ. |
| ૧૦ મા | = આઈ. | ૨૭ વાસણ | = રાસાં |
| ૧૧ મોટી માશી | = કાકી | ૨૮ અસ્રો | = પાસણો. |
| ૧૨ મોટા માસા | = કાકો | ૨૯ કાતરવુ | = ભરખીદડવું |
| ૧૩ નાનો છોકરો | =લોડકો | ૩૦ ઘણુ | = વારહુક |
| ૧૪ જોડવા | | ૩૧ રસ્તો | = રૂવો. |
| (અગુઠીઆ) | =વીંગીઆ | ૩૨ ઘોડાગાડી | = લગડુ |
| ૧૫ થાન | = ખોભા | ૩૩ ઉઘાડવુ | = હેડદડવુ |
| ૧૬ નાખવા | = દડવા | ૩૪ નીસરણી | = પત્કીની. |
| ૧૭ અહ્યા | = નીઆલ | ૩૫ તોફાની | = નહેડી |

હું કાકા સાથે ગયો હતો = હું કાકા અણ ગયો ઉતો.

અહ્યા ક્યા ગયો હતો ! = નીઆલ કા ગયો ઉતો !

આ લોકોની વાર્તા, ગીત વગેરેમા તેમની મૂળ ભાષાના અને કેટલાક ગુજરાતી, હિન્દી, મુસલમીન, અંગ્રેજી ભાષાના શબ્દો વપરાય છે આપણી ભાષાના શબ્દોનો ઉચ્ચાર બરાબર ન આવડવાથી જુદીજ પ્રકારનો શબ્દ બનાવી વાપરે છે ઉ૦ ચોપડીઓ = મોપડદગો કેમ છે = કઇકેમ છે, કેટલું = કીનરૂં, આટલુ = ઈનરૂ, બારોટ = બાગ હોટ વગેરે.

# ફતેપુરા ટપ્પો તાબે સુંથરામપુર.

| ગુજરાતી. | ભીલોના. | ગુજરાતી. | ભીલોના. |
|---|---|---|---|
| નાળીએર | નાળેર | વીટી | બહરન્યો. |
| બળદ | ઢાહો | નાક | નખોડુ. |
| ત્રાજવાં | તાકડાં | ઓળંગવુ | ડાકવુ. |
| ચલમ | સાગી | મોટાભાઈ | દાદા |
| લુગડું | બોદર | ફોઈ | ભુવા. |
| દેવતા | વાહદે | મરચાં | મરસ |
| ગાય | ઢાહી | વાલોળ | પાપડા. |
| લોટો | ફળન્યો | નાખી | લાખી. |
| આવ | આઈ | સસલો | હાહો. |
| ભેંસ | ડોબી | પત્થર | લોડી. |
| ઘોડીયું | ઢાલરૂ | ચકલી | કરકલી. |
| | | ચોરીઓ | ચોરી. |

ઉપર પ્રમાણે ભાષામા ફેર છે.

મગનલાલ ખુશાલ રાવળ.
હ મહેતાજી ફતેપુરા. તા. સુથ.

## કેળવણીખાતાની જાહેર ખબરો.

**મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૮ મી જાન્યુઆરિ ૧૯૧૪ના હુકમ નં. ૮૬૩૨ ઉપરથી.**

ગુજરાતી 'આરોગ્યવિદ્યા'ની ચોથી વચગાળાની આવૃત્તિ નિશાળોમા તથા લોકોને આપવાની કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મંજુરી આપી છે ચોપડીની કિંમત રૂ ૦-૩-૩ છે.

R. P Godbole,
એ. ઇ. ઉ ભા.

---

**મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૮ મી જાન્યુઆરિ ૧૯૧૪ના હુકમ નં. ૮૬૩૦ ઉપરથી.**

'ગુજરાતી ભાષાના વ્યાકરણ'ની ત્રીજી આવૃત્તિ નિશાળોમાં તથા લોકોને આપવાની કેળવણીખાતાના મે ડિરેક્ટર સાહેબે મંજુરી આપી છે. ચોપડીની કિંમત રૂ. ૦-૧-૯ છે.

R P Godbole,
એ. ઇ. ઉ ભા.

---

# નિશાળોનાં ઇનામપત્રક,

**સલુણ**—પટેલ મથુરાભાઈ જેમંગભાઇ તથા ગામ લોકો રૂ. ૮૫ ) સ્કુલ જમાડી **ખોરજ**—ગામ લોકો રૂ ૧૩—૮—૦ સ્કુલ જમાડી. **વાંઠવાળી**—ગામલોકો રૂ. ૨૦ ) પકવાનની જાફત. **અલીણા**—આગેવાન ગૃહસ્થો રૂ. ૫૪) સ્કુલ જમાડી તથા મિઠાઈ વહેંચી **ગાના**—પટેલ વાઘજીભાઇ ભવાનભાઇ તથા પા કરસનદાસ ગોપાળજી રૂ ૭), પટેલ શીવાભાઇ લ’લુભાઇ રૂ. ૭ ) તથા શીવાભાઇ દયારામ રૂ ૭ ) વાડકીઓ તથા પતાસા. **લવાલ**—ગામ લોકો રૂ ૧૪ ) સ્કુલ જમાડી. **મોહોલેલ**—ગામના ગૃહસ્થો રૂ ૪૫ ) સ્કુલ જમાડી **ભુમેલ**—ગામ લોકો રૂ ૫૦ ) સ્કુલ જમાડી **વહેરા**—ગામના લોકો રૂ ૪—૮—૦ મિઠાઇ. **ભોજકુવા**—આગેવાન ગૃહસ્થો રૂ ૧૫ ) સ્કુલ જમાડી **અલિન્દ્રા**—ગામ લોકો રૂ. ૭૦ સ્કુલ જમાડી. **અલવા**—ગામ લોકો રૂ. ૧૪ ) સ્કુલ જમાડી **કેસરા**—ગામ લોકો રૂ. ૧૭—૫—૬ સ્કુલ જમાડી **વડોઉ** ગામના ગૃહસ્થો સ્કુલ જમાડી **કુંજરાવ**—ગામ લોકો રૂ ૩૦) સ્કુલ જમાડી. શેઠ કેવળદાસ દામોદર રૂ. ૨૦ ) ટોપીઓ વહેંચી **ખેડાશા**—બાઇ મહાલક્ષ્મીએ સ્કુલ જમાડી **વહેરા**—પા. જેઠાભાઇ ગોકળભાઇ રૂ ૨૦ ) સ્કુલ જમાડી પા. દેશાઇભાઇ નરસીભાઇ તથા પા મોતીભાઈ ઉજીભાઈ રૂ ૨૬—૮—૦ પુસ્તકો, કાપડ વગેરે પા ઝવેરભાઇ અજુભાઇ રૂ ૫) વાડકીઓ રૂ ૫) ઘડીઆળ **સામરખા**—ગામના ગૃહસ્થો રૂ ૪) સ્કુલ જમાડી **સુણાવ** ગામ લોકો રૂ ૧૧૦) સ્કુલો જમાડી **દહેવાણ**—ઠાકોર નહારસિંહજી મહેરામણસિંહજી રૂ ૫૫) સ્કુલ જમાડી ઠાકોર તખ્તસિંહજી તથા ઠાકોર દલપતસંગજી રૂ. ૧૦ ) ચાહપાણી પાયા, ઠાકોર કાલુબાવા રૂ ૩) પતાસા, કનકાપુરાના ગામ લોકો રૂ ૪૦ ) સ્કુલ જમાડી **દાવલ**—ગામ લોકો રૂ. ૬—૪—૦ સ્કુલ જમાડી. **નેશ**—ગામ લોકો રૂ ૨૦ ) સ્કુલ જમાડી **કાલસર**—ગામ લોકો રૂ. ૩૫) સ્કુલ જમાડી **વલાસણ**—રા. કાળીદાસ જેભાઈ તથા જોડીસિંહ હમીરભાઇ તથા ગામ લોકો રૂ. ૪૦) સ્કુલ જમાડી **કાસર**—ગામ લોકો રૂ. ૩૫ ) સ્કુલ જમાડી **રાવળાપુરા**. પટેલ ખુશાલભાઇ જીભાઇ, શા ભાઇલાલ સખીદાસ તથા પગી બેચરભાઇ ગતાભાઈ રૂ. ૧૨—૧૦—૬ સ્કુલ જમાડી.

અલીન્દ્રા—ગામના સદ્‌ગૃહસ્થો રૂા ૩૦) સ્કુલ જમાડી, સાદનાપુરા—ગામ લોકો તથા સ્કુલ કમીટીના મેમ્બરો રૂા. ૧૬—૮—૦ તથા પા. મોતીભાઇ ઇચ્છાભાઇ રૂા. ૧૫) સ્કુલ જમાડી, રાસ્કા.—શા મગનલાલ હેમરાજ રૂ. ૭) તથા ગામલોકો રૂા ૩) સ્કુલ જમાડી મિઠાઈ વહેચી સાજપર—મિ. કલ્યાણભાઇ કાશીભાઇ રૂા. ૩૦) તથા ગામના સદ્‌ગૃહસ્થ રૂા. ૧૦) સ્કુલ જમાડી તથા મિઠાઈ વહેચી રતનપુર—ગામના સદ્‌ગૃહસ્થો રૂા ૭—૮—૦ તથા સામતાજી હમીરજી રૂા ૨) સ્કુલ જમાડી તથા પતાસાં આપ્યાં. નાપાડ—ગામના સદ્‌ગૃહસ્થો રૂા ૫૦) સ્કુલ જમાડી પાટીદાર તરફથી રૂા. ૬૫) પિત્તળના પ્યાલા કમળા—ગામના ગૃહસ્થો રૂા ૮) સ્કુલ જમાડી. છીપીઆલ—ગામના ગૃહસ્થો રૂ ૧૫) સ્કુલ જમાડી. લસુંદ્રા—ગામ લોકો રૂા. ૩૫) સ્કુલો જમાડી, સોઠપુર—પટેલ ચતુરભાઈ બાબરભાઈ રૂા. ૨૦) સ્કુલ જમાડી લીંબાશી—કન્યાશાળા ગામ લોકો રૂા ૧૬) સ્કુલ જમાડી. તથા સાકર વહેચી અલારસા—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૩૮) સ્કુલ જમાડી. કાકરખાડ—ગામના ગૃહસ્થોએ લાડુ જમાડ્યા. મહીજ—ગામ લોકો રૂ. ૨૦) સ્કુલ જમાડી રતનપુરા—ગામ લોકો રૂા. ૨૬) સ્કુલ જમાડી. સાલોલ—ઠક્કર નરસિંહદાસ ભગવાનદાસ રૂ ૧૧), ઠાકોર ગમાનસંગ ભાઈબાવા તથા વિઠ્ઠલદાસ ઝવેરદાસ રૂ ૨૦) સ્કુલ જમાડી સોઝારાળા—ગામના ગૃહસ્થો રૂા ૬—૮—૦ સ્કુલ જમાડી વહેલાલ—સાકળચંદ જોઈતારામ રૂ ૬) નારાયણભાઈ લલ્લુભાઇ રૂા. ૯) પિત્તળના પ્યાલા તથા મિઠાઈ. નારાયણભાઇ ગવાભાઇ રૂા. ૭) સ્કુલ જમાડી. સામલેટ—પા. ભગવાન મોરારભાઈ, પા. લલ્લુ આગદાસ પા હીરાભાઈ મનોરભાઈ તથા પા. ઝવેરભાઇ નાથાભાઇ વગેરે રૂા ૨૫) સ્કુલ જમાડી લસુંદ્રા—ગામ લોકો રૂ. ૪૦) સ્કુલ જમાડી ઇનામ આપ્યા એરડા—ઠાકોર શ્રા હિંમતસંગજી વગેરે રૂ. ૧૫) સ્કુલ જમાડી સોઠેલી—ગામ લોકો રૂા. ૩૨) સ્કુલ જમાડી. શાસ—ગામ લોકો રૂા. ૮૫—૮—૬ સ્કુલ જમાડી ચકલાસી—ગામ લોકો રૂા ૨૫) મિઠાઇ. ઓદાલ—પા ઇચ્છાભાઈ દેસાઈભાઇ રૂા ૧૦), પા. આશાભાઇ બાપુભાઈ રૂા ૧૦), પા દાળજીભાઈ પગગદાસ રૂા. ૪), પા ભાઈલાલ તળશીભાઇ રૂા ૪) તથા બીજા ગૃહસ્થ રૂા. ૪૦) સ્કુલો જમાડી તથા ઇનામ. ચોલેલ—ગામના આગેવાનો રૂા ૧૬) સ્કુલ જમાડી વડેલી—સદ્‌ગૃહસ્થો રૂા ૩૪) સ્કુલ જમાડી. નિસરાયા—પા. શંકર-

ભાઇ ખોડાભાઈ બીન મૂળજીભાઇ રૂ. ૨૦ ) સ્કુલ જમાડી **સિંહુજ**—ગામ લોકોની મદદથી રૂ. ૨૫ ) સ્કુલ જમાડી. **ઇસરાયા**—સ્કુલ કમિટિ તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૭) સ્કુલ જમાડી. **ઉત્તરસંડા**—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૭૫ ) સ્કુલ જમાડી. **અજરપુરા**—ગામના ગૃહસ્થો રૂ. ૧૩–૮–૦ મિઠાઇ. **નાપા**—ગામના ગૃહસ્થો રૂ. ૪૭ ) સ્કુલ જમાડી

**પંચમાલ-રેવાકાંઠા વિભાગ:—**

**બાંડીબાર**—ગામ લોકો રૂ ૩–૧૨–૦ મિઠાઈ વહેંચી **કુવાજર**—ગામના જુદા જુદા ગૃહસ્થો રૂ ૧૬–૪–૦ કાપડ તથા મિઠાઈ. **દોડકા**—જુદા જુદા ગૃહસ્થો રૂ ૭૧) સ્કુલ જમાડી તથા મિઠાઈ વહેંચી. **નાનીરણાપુર**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂ ૩ ) સ્કુલ જમાડી. **બગંડાલ**—ગામના ગૃહસ્થો રૂ. ૪) મિઠાઈ રૂ ૩૦) કાપડ વગેરે **ચાંપાનેર**—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૩૫ ) સ્કુલ જમાડી તથા ઇનામ

**રાજપીપળા સ્ટેટ:—**

**ઉમરવા**—અમીન પટેલ છોટાભાઇ રૂ. ૪૦ ) ઓઢણીઓ તથા મીઠાઈ. **ઝગડીઆ**—શાહ રણછોડજી અમથાભાઇ, પરચુ મડારી.

**કાઠિયાવાડ વિભાગ —**

**ભાડલા**—રા ત્રિભુવનરાય કેશવલાલ દેશાઈ તથા ગામ લોકો રૂ. ૧૭–૮–૦ રૂમાલ, સાકર-પતાસા, આટકોટ. જામનગર સ્ટેટ તરફથી રૂ. ૧૫ ) ઇનામ.

**ભરૂચ વિભાગ.—**

**ત્રાલસા**—કન્યાશાળા ગામના ગૃહસ્થો રૂ. ૬–૧૪–૦ ઇનામ **દીનસાડ**—દેશાઈભાઇ હીરાભાઇ પટેલ. રૂ ૧૯–૮–૦ સ્કુલ જમાડી, પા નાગજી કાળીદાસ રૂ. ૪–૪–૦ કસબી મોળીયાં, નાથખા નિઝામખા રૂ ૭–૧૨–૦ ચમચા તથા મિઠાઈ, પા. નાગજી કાળીદાસ પા હરીભાઇ ભાઇજી તથા પા નાથાભાઇ રાઇજી વગેરે રૂ ૨૫) સાકર ભરીને વાડકીઓ આપી.

**ત્રાલસા**—રા. અમથાભાઇ પુરુષોત્તમે સાકર વહેંચી **શુકલતીર્થ**—કન્યાશાળામાં પટેલ મોમાભાઇ અહેમદ રૂ ૧૦–૫–૦, જુદા જુદા ગૃહસ્થે રૂ ૩) પુસ્તકો, મિઠાઇ **ઝણોર**—ઠાકોર સા જીતસિંહજી ભારતસિંહજી રૂ. ૧૦૦) જનેયુ **દયાદરા**—ઉર્દુ સ્કુલ, ગામના ગૃહસ્થો રૂ ૮) મિઠાઈ તથા પુસ્તકો **પારખેત**—ગામના ગૃહસ્થો રૂ ૨૦–૬–૦ મિઠાઇ વગેરે **સરભાણ**—પટેલ રણછોડભાઇ ત્રીકમભાઇ રૂ. ૩૫–૮–૦ પ્યાલા,

રેજા વગેરે **માતર**—પટેલ કેશવલાલ હીરાભાઈ રૂા ૮–૧૪–૦ કાપડ તથા મિઠાઇ. **ત્રાલસા**—કન્યાશાળા ગામના સદ્‍ગૃહસ્થો રૂ. ૬–૧૪–૦.' કાપડ તથા સાકર

## ભરૂચ વિભાગ.

**નેધણ.** પટેલ નાથાભાઇ ગરમડભાઇ રૂા ૫) મીઠાઇ. **સીતપોણ.** ગામના પટેલો રૂા ૫) મીઠાઇ **દેરોલ.** રા મોમાભાઇ અદેસંગ રૂા ૨૫) સ્કુલ જમાડી **આછોદ.** સ્કુલ કમિટિના મેમ્બરો રૂા. ૫) મીઠાઇ **કંથારીઆ.** ગામ લોકો રૂા ૩) મીઠાઇ **શાહુડ.** ગામ લોકો રૂા ૭–૮–૦ સ્કુલ જમાડી. **સેરસમ.** ગામ લોકો રૂા ૧૨–૪–૦ સ્કુલ જમાડી **દેરોલ.** પટેલ ભાગ્મન હરીભાઈ રૂા ૬) મીઠાઇ સોમાભાઈ અદેસગ રૂા ૩૦) સ્કુલ જમાડી **અંગારેસર.** શેઠ છગનલાલ શવચંદ રૂા ૪) મીઠાઇ **તરીઆ.** શેઠ કપૂરજી જમાસજી રૂા. ૧૫) મીઠાઇ. **વરેડીઆ.** પટેલ વલી અહમદ રૂા ૧૦) પેંડા **ઝાડેશ્વર.** રા કાળીદાસ પરભુદાસ અમીન રૂા ૪) પેંડા **ટંકારીઆ.** શેઠ બાપુભાઇ મુસાભાઇ રૂા. ૧૮–૪–૦ સાકર, કાળા અમરામ રૂા. ૧૫–૮–૦ સુતરાઉ રૂમાલ જુદા જુદા ગૃહસ્થો રૂા ૨૫) સ્કુલ જમાડી **દહેજ.** શેઠ એદનજી રતનજી અને શેઠ હોરમસજી રતનજી રૂા ૨૫) ઇનામ **શેઝાટંકારીઆ.** ગામના ગૃહસ્થો રૂા ૧૬) ઇનામ **શુકલતીર્થ.** ગામના ગૃહસ્થો રૂા ૨૦) મીઠાઈ. **ઈખર.** અહમદ અલીભાઇ રૂા ૫–૫–૦ મીઠાઇ

## અમદાવાદ વિભાગ.

**લોમા.** શા ઝવેરદાસ નાગરદાસ મારફત વહેચી રૂા ૨) ની. **વાલુફ્ડ.** ઠાકોર સાહેબ લાડીના રૂા ૧૫), શેઠ રતનજી વીરજીભાઈ રૂા. ૧૨) ઇનામ તથા મીઠાઈ **વહેલાલ.** પટેલ નાગજી લલ્લુભાઇ, ડાહ્યાભાઇ લલ્લુભાઇ તથા કાળીદાસ દયાળભાઈ રૂા ૨૨) ઇનામ પીતળની વાડકીઓ. **જેતલપુર.** ગામના ગૃહસ્થો રૂા. ૭) સ્કુલ જમાડી **ખસ.** સ્કુલ કમિટિના મેમ્બરો રૂા ૧૦) મીઠાઇ **અડાળજ.** સ્કુલકમિટિના મેમ્બર્સ રૂા. ૧૫) સ્કુલ જમાડી **અસલાલી.** ગામના ગૃહસ્થો રૂા ૩૦) સ્કુલ જમાડી **જક્ષાલપુર.** મથુરભાઇ ભગાભાઇ રૂા ૫) પાણીની પરબમા **કાળી.** ગામ લોકો રૂા ૮–૮–૦ સ્કુલ જમાડી અપૂર્ણ.

# સૂચના.

**પત્રસંબંધી લખાણ**—એડિટર તરફ મોકલવું છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામા આવશે

**મનિ ઑર્ડર**—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવુ, તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નબર તથા થાળાપત્ર ઑફીસ તરફથી અપાયેલા સરનામાની લેબલ ઉપરનો નબર લખવો.

**લવાજમ**—વરસ એકનો રૂ ૧-૦-૦, ટપાલ સાથે દસ રૂપીઆ સુધીના પગારવાળાને શિક્ષકો તથા સ્કૉલરો પાસે ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦ લેવામાં આવશે

**લેખકને ઉત્તેજન**—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો દર છાપેલે પાને રૂ ૦॥ આપવામાં આવશે ચર્ચાપત્ર માટે કંઇ આપવામા નહિ આવે.

### જાહેર ખબરનો ભાવ.

રૂપીઆ એકની ૩ લીટી પ્રમાણે-દસથી વધારે લીટીઓ માટે રૂ ૧) ની લીટીઓ ચાર પ્રમાણે બાર માસ લગી લાગલાગટ હશે તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પછી અગીઆર માસ લગી દર માસે ½ ચાર્જ પડશે. ૭ માસ માટે પહેલે મહીને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ½ ચાર્જ લેવાશે. ત્રણ માસ માટે પહેલે મહીને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ¾ ચાર્જ લેવાશે

આ પત્ર સાથે કોઇ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ